# ભવનો ભોગ!

(ઇંગ્રેજી સંસારની એક વારતા.)

લખનાર:-મી૦ દારાં કાપડીયા.
તે
'બખતાવર' માસીકનાં માલેક ને અધીપતી
તથા
'ભુંડો પણ ભરથાર' 'પ્યાર-એક પાહાડ' 'બેરોનેટની બેટી'
'સરજતનો શીકાર' 'દોલત કે દીલબર? 'દીલનો ગુવાહ
દીલ' 'ખાવીંદ તે ખુદા' 'દીન તેનો દોર' 'સંસારનો
ફાંસો' 'સોનેરી જાળ' 'પૈસાનાં પાપ' 'માથે ધરતી'
અને 'જુદાઈનો ઘા' 'વેહમ એ બેરહેમ'
'એક લોહીના' તથા 'તોખમની તકોબરી'
ઈત્યાદી વારતાઓનાં રચનાર.

ધી 'બેલાર્ડ પ્રીનટીંગ વર્કસ'માં મી૦ દારાં કાપડીયાએ છાપી પ્રકટ
કર્યું છે. કુમટા સ્ટ્રીટ, ફ્રીયર રોડ, કોટ, મુંબઇ.

આવૃતિ પહેલી ઈ. સ. ૧૯૨૪

કી. રૂપીઓ દોઢ.

અમદાવાદ

ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# તમારી સેવામાં પાછો!

લંબાણ દીબાચાઓ લખવાનો મને માહુવરો નથી, એવું લખતાં મને કદિએ આવડ્યું નથી. એક નવલકથામાં પ્રસ્તાવના અવશ્યની હોય છે એમ પણ હું માનતો નથી, છતાં આપણી તરફ એવો રીવાજ જાએજ હોવાથી મને તેને માન આપવા ગમે છે; મગર માહુરી વારતાનાં દીબાચામાં કંઇ લખવાનું હોય તો હું લખુંની? જવા દયો– વળી કોઈ કેહુશે કે અમસ્થો લાડકો થાય છે!

આ માહરૂં છઠ્ઠું પુસ્તક છે. એ પુસ્તક વાસ્તે હું પૂકટ એટલીજ ઉમીદ જાહેર કરવાની રજા લઉંછ કે જુદાં જુદાં ચોપાન્યાંઓ ઈત્યાદીમાં માહુરી નાકેશ કલમથી લખાઇને અત્યાર આગમચ પ્રકટ થઈ ચુકેલી લગભગ દજન ચાલુ વારતાઓ તેમજ માહુરાં આગલાં પાંચ પુસ્તકો તરપૂ જે હુર્ષભર્યો આદરસ્તકાર કદરશનાશ વાંચક આલમ તરપૂથી મને હરહંમેશ મળતો રહયો છે તેનેજ જેબ કરતી આ માહુરી નવી નવલકથા પણ નિવડશે. આ વારતા એક ખરેખરો સાચો પ્યાર કેટલી હદ સુધી હાંદેશાઓ ખમી શકે છે અને કયાં સુધી તેને ખાતર ભોગ આપે છે તેનો એક નાજુક ચિતાર રજુ કરે છે, અને તે લગરીક નાજુક

હોવાથી મેં તેને ઘણી સંભાળથી ચિતારવાની કોશેશ કરી છે, કે જેમાં હું કેટલો ફાવ્યો છું અને કેટલો હાર્યો છું તેનું તોળ વાંચનારાં સાહેબો કરી લેશે એવી માહરી વિનંતી છે. વળી, આ વારતા ઘણાક દબાયેલા સંજોગો અને મોટી મુંઝવણભરેલી મનની સ્થિતિ વચ્ચે લખાયલી હોવાથી માહરાં દીલસોઝ વાંચનારાં મેહેરબાંનો—ખાસ કરીને નુકતે-ચીન ભાઇબંધોને માહરે ખાસ એક અર્જ કરી લેવાની છે કે જોડણી, શબ્દ અને વાકયરચના તથા પ્લૉટમાં જો મેં અહીંતહીં કેથે આડીઅવળી થોકડો ખાધી હોય તો મને તેઓ ખોલ્લાં દીલથી માફ કરશે. એક માહાવારીનાં અધિપતિ તરીકે એ દિશા તરફની માહરી જોખમદારી હું સમજું છું, છતાંએ આવી એક માંગણી કરી લેવાની મને જાણે ફરજ પડે છે.

કુમટા સ્ટ્રીટ, પીયર રોડ,
કોટ, મુંબઈ.

લીઃ તમારો આભારી સેવક,

દારાં કાપડીયા.

શનીવાર, તા૦ ૨૨-૧૧-૨૪.



# ભવનો ભોગ!

## (ઇંગ્રેજી સંસારની એક વારતા.)

### પ્રકરણ ૧.

"આજે હું એકવિસ વરસનો થયોછ," લીઓનેલ તુરવાલે ખુશાળી અને મગરૂરીથી ફુલી નિકળેલા ચેહરે પુકાર્યું. "એકવિસ વરસનો, માહરા જીવનો એખનો માલેક, સ્કવાયર ઑફ વાર્ધન; અને હું મને પોતાને દગલબાજ દુન્યાની દરેક દુષ્ટતા અને નીચપણાથી હંમેશાં નિરાળો રાખવા માગુંછ."

"બોલ કે–ખુદાની મદદથી," તેનાં મીત્ર, જોન થોનશીલ્ડે, ટાહુકો પુર્યો.

"અલબત; પણ દરેક કરતાં, મને માહરા પોતાનાં બળ ઉપર વધારે મુસ્તાકી છે."

"ત્યારે તો તું પડશે," તેને ટુંકમાં જવાબ મળ્યો; "કારણ કે દરેક જણ ગબડેછ, કે જે પોતાનાં બળમાં વધારે વિશ્વાસ રાખેછ."

"હું કદીબી પડવાનો નથી!" લીઓનેલે આતુરતાથી પુકાર્યું; "હું માહરૂં નામ જે મીસાળ માહરા દરેક બાપદાદાએ રાખેલું છે

તેમજ એક પણ કલંક યા દાધ વગર નામદારીમાં સૌથી ઉંચી ટોંચે ફેલેલું રાખશ! હું માહરાં ખરાં જીગરથી ખરાબ થયેલી આબરૂવાળા શખ્શોને ધીક્કારૂંછ. મને એક પ્રમાણીક માણસના સ્વચ્છ હાથો આપો, અને તેથી વધારે હું કાંઈ પણ માંગવાનો નથી."

"એવી ચીજ માંગવી અને તેની ઇચ્છા કરવી સૌથી સરસ છે," તેના મીત્રે કહ્યું. પછી જરા થોભી વધાર્યું, "ઘણીક વખતે ખુશી થઈ હું માહરા મનથી કેહુંછ કે મને પૈસાદાર નહિ બનાવી ખુદાએ માહરા ઉપર એક જાતની કરમબક્ષેસજ રેડેલી છે. મને લાગેછ કે એક ઘણાં પૈસાવાળા માણસનાં માર્ગમાં, તેને ખાસ કરીને કાંઇબી ચીજ કરવાની હોતી નથી ત્યારે, ઘણી ઘણી લાલચો હમેશાં આવે છે, કે જેને તેઓની ગમે તેવી પણ ના મરજી હોવા છતાં, તેનાં શીકાર બની, તેઓ શરણે જાય છે." જોન થોર્નફીલ્ડે ઘણી ગંભીરતાથી કહ્યું; તે એક ડૅાકટર હતો અને જો કે તેણે પ્રેક-ટીસ કરવાનું તો ઘણો થોડો વખત થયાં શરૂ કર્યું હતું, છતાં માણુસાઈ ખાસ્યત અને ખવાસ, તેની નબળાઇ અને ખોડખાંપણનું જ્ઞાન તેણે અત્યાર અગાઉનું ઘણી સારી રીતે મેળવી લીધું હતું.

"કઈ કીસમની લાલચો?" તે જવાન સ્કવાયરે પુછયું.

"દરેક જાતની લાલચો, કે જે ખુશામદ અને નકકામાંપણાંને લીધે માર્ગમાં આવે છે," ડૅા૦ જોન થોર્નફીલ્ડે ઉત્તર કર્યો.

"વૅલ" લીઓનેલે કહ્યું. "કોઇબી દુષ્ટ પાપો કે નીચ કર્તવ્ય માહરી જીંદગીની ડાયરી વાસ્તે લખાયેલું નથી. હું જવાનીમાંજ

પરણી જવશ– એક સારી શીખેલી અબળાં સાથે, કે જેને હું ચાહતાં શીખ્યો હોઉં. હું માહરો તમામ વખત માહરી માલમીલકતની તકેદારી રાખવામાં અને તેને સુધારી વધારી આગેવાન બનાવવામાં આપી દેવાનો છેઉં. વળી માણસ જાતને હું માહરી જીંદગીની દરેક પળ, તેઓની સેવા બજાવવા થકી, આપી દેવાનો છેઉં, કે જેથી, જ્યારે હું મરી જાઉં, ત્યારે માહરી પછવાડે આવનારાંઓ માહરે માટે ખરાં દીલનાં માનથી ટોપી ઉતારી બોલે—'એણે એક પણ કલંક વિનાનું મોભાભરેલું જીવતર ગુજાર્યું છ, અને એક ખરાં ભલાં મોહતે મરેછ."

"એ એક સૌથી ઉંચી અભિલાષા છે," તેનાં ફ્રેન્ડે જણાવ્યું. "તાહરે માટે જે એક સૌથી મોટી ફીકર છે તે એજ કે તું તાહરા પોતાનાં બળ ઉપર જોઇયે તે કરતાં વધારે મુસ્તાક રહેછ."

"હું માહરાં જોર ઉપર વિશ્વાસ રાખુંછ, કાયજે તે માહરી પાસે પુષ્કળ મોટા પ્રમાણમાં છે." લીઓનેલે હસીને જણાવ્યું, "તું જોશે કે હું ખરો છેઉં."

તે નવમી જયુનનો દીવસ હતો, તે દીવસ કે જ્યારે લીઓનેલ તુરબીલ તેની ઉમરમાં આવ્યો હતો ને પોતાની માલમીલકતના એખલા વારસ તરીકે હક ભોગવવા લાયક બન્યો હતો; તે બને યુવાનો વિનની પોહળી અગાસી ઉપર અહીંથી તહીં ખુશાલીથી તાહેલાંઓ કરતાં ફરતા હતા અને પાર્કમાં તે દીવસને માટે આપવામાં આવેલી મેજબાંનીને લગતી સઘળી તૈયારીઓ નિહાળ્યા જતા હતા. તે બને જવાન અને જુસ્સાવાળા હતા અને જે બાબદ ઉપર તેઓ હાલ વાતો

ચલાવ્યા જતા હતા તે, અફસોસ! કે કેટલાં નજદીકનાં ભવિષ્યમાં તે બેઉને બેધારી તરવાર માફક છાતીમાં પાછી અને પાછી વાગવાની હતી તે વિષે તે બેઉમાનાં એકને પણ અત્રે જરાબી વિચાર આવી શકયો નહિં.

"ઉમરમાં આવવા માટે કુદરતે જાણે ખાસ રચેલો દીવસ!" ડૉ૦ થોર્નશીલ્ડે રીમાર્ક કર્યો. "ખરેખરૂં એક ઝળકતાં ભવિષ્યની આગાહી પુકારતી તાહરા જેવી જીંદગી ઘણાજ થોડાનાં નશીબમાં હશે, લીઓનેલ."

"સીવાય કે હું તેને માહરી પોતાંની મુર્ખાઇથી બરબાદ કરૂં," તે જવાન સ્કવાયરે કહયું, આ વખતે લગરીક ગભીર બનીને. "અને તે કાંઈ બનવાજોગ નથી. જ્યારે ડ કુરસી ઉમરમાં આવ્યો હતો ત્યારે હું પાર્ટીમાં હાજર હતો—તેણે તેની જીંદગીની ધુળ કરી નાંખીછ."

"ઓહ—એને શું કીધું?" તે ડૉકટરે પૂછ્યું.

"બીજાની ધણીઆંણી સાથે નાઠ્ઠી ગયો! માહરી માન્યતા પ્રમાણે એવી મુર્ખાઈ વાસ્તે કોઈબી બાહાનું હોવું જોઇતું નથી. આ દુન્યામાં એવી કંગાળ ઠગાઈ વગર પ્રમાણીક અને આબરૂદાર પ્યાર પુરતો છે. હું એવોજ પ્યાર ધરાવશ અને માહરી જીંદગીને કોઇ પણ રીતની નાદાનીથી બરબાદ થવા દેવાનો નથી.

"ખોદા, એવી લાલચોથી સૌને બચાવે!" ડૉ૦ થોર્નશીલ્ડે દુવા ગુજારીશ.

"એ જાતની કોઈબી લાલચનો હું ગુલામ બનવાનો નથી," લીઓનેલે મગરૂરીથી લાહેરી મારી. "વળી, પછી પેલા બોસ્ટનને લગતી વાત—એની જીંદગીમાં બનેલી ટ્રેજેડી તને ખબર તો છેની?"

"નહિ. મેં એ વિષે કદી પણ સમજ્યું નથી," તેનાં ડાક્ટર મીત્રે ડોકું ધુણાવી જવાબ કર્યો.

"એ એક 'ફ્લર્ટ' તરીકે જાણીતો હતો; એ લાઇનમાં નાગ ચીની મેળવવાનું કાંઈ જેવું તેવું નુકસાનીભર્યું નથી. તે લેડી હેલીનાં લૉરીસ્ટન સાથે પરણ્યો હતો; અને તેનાં લગન પછી થોડાજ વખતમાં તેની સામે 'બ્રીચ ઑફ પ્રોમીસ'નો દાવો મંડાયો, તે કોઈ જવાન બાનુનાં બાપે માંડેલો હતો અને તેમાં તે દંડાઇ આવ્યો. તેની સાલેશ ધણીઆણી આ વાતની નામોશાથી એટલી બધી પશેમાન થઈ ગઈ કે તે તરતજ તેને પડતો મૂકી ચાલી ગઇ અને થોડાજ સમયમાં તે બાપડી આપઘાત કરી માર્ગે લાગી."

"આય કેસમા દુષ્ટા કરતા મુર્ખાઇનું પ્રમાણ વધારે છે." તેનાં ગંભીર મીત્રે જવાબ કર્યો. "અને હું તો કેહુંછ કે લેડી હેલીનાં જોઇએ તે કરતાં વધારે આકળી અને ઉતાવળી બનેલી ગણાય."

આ સમજી લીઓનેલ જાણે ગુસ્સાથી ઉછળ્યો.

"હું જાણતો નથી," તેણે કહયું; "પણ એક મરદે જે અબળાને તે પરણવાનો હોય તેની સાથે ખોલ્લેખોલ્લી રીતે વર્તવું જોઇએ એવી કાંઇબી છુપાવત તેણે રાખવાની નથી. એ તેની ફરજ છે, કે જે બજાવતાં જો તે ફેલ જાય તો, હું માનુંછ કે, તેસજાને પાત્ર ગણાય. જો તેની જીંદગીમાં કાંઈ પણ ભરમ હોય તો તેણે પેહલ્લેથીજ જણાવી દેવો જોઇયે. ઇટ ઇઝ ઓનલી ફેર!"

એટલું બોલતાં એક રૂપેરી 'લેબરનમ'ની ડાંખલી તેઓ સેહ લાઈથી આગળ વધી શકે તે વાસ્તે તેને તેનાં હાથોવટી ખસાડવી

પડી. અફસોસ, તે ખરતાં ફુલો જોઈને તેની જીંદગીમાં હવે પછી તેને આ શબ્દો કેવાં જોશથી યાદ આવવાનાં હતાં! ને તેનાં પોતાનાં બળ વાસ્તે જોઈયે તે કરતાં વધારે ભરૂસાપુર્વક અને વધારે મગરૂર હતો, જો કે તેની છાતી તો દુન્યાંનું એક સૌથી ઉમદા, પરગજુ અને દયાળુ જીગર ધરાવતી હતી.

લીઓનેલ તુરબીલ તેની છેક બચગીથી અનાથ હતો; તેની માં તેને જન્મ આપીને તુરત બેહસ્ત મુકામ ચાલી ગઈ હતી, જ્યારે તેનો બાપ તે પછી થોડાં વરસો જીવી ઠેકાણે લાગી ગયો હતો અને તે એકનો એક બાળક નસીબે એક ભાઈુતનાં પરગજુપણાંની પનાહ હેઠળ ઉછળીને મોટો થયો.

મેજર બ્રુસ ગારડયન તરીકે ઘણો લાયક અને વિશ્વાસુ આદમી પુરવાર થયો હતો. તેણે તે છોકરાને ઘણી માયા અને કાળજીથી શીખવી ભણાવી મોટો કર્યો અને એ દરમ્યાંન તેણે એક બાપનાં જેવીજ ધાક અને માયા તેની ઉપર રાખી હતી; પરંતુ કમનશીબે તેણે એક વાટ ભુલ કીધી–તેણે તે છોકરાને ખુદાઈ મદદ અને ખુદા ઉપર વિશ્વાસ રાખવાને બદલે ખુદ પોતાના બળ ઉપર વધારે જોરાવર રહેવા શીખવ્યું હતું—અને તે એક ઘણી મોટી અને ઘણી ખરાબ ચુક હતી; બાકી બીજી દરેક ચીજમાં તો તેણે તેની ફરજ તદન સંપુર્ણ રીતે બજાવેલી હતી. તે લીઓનેલને એક લાંબી ટુર ઉપર લઈ ગયો હતોઃ યુરોપ, ઇજીપ્ત અને પુર્વ તરફનાં દેશોમાં, અને કેનેડા થઈને તેની એકવિસમી વરસગાંથ વાસ્તે તેઓ હોમ પાછા ફર્યા.

તે એક ઘણો મોટો અને યાદ રહી જાય તેવી મહિમાંવાળો પ્રસંગ હતો. વિન એક ઘણી રાજવંશી મીલકત હતી–તે એવી

ઈંગ્લાંન્ડની સુંદર ઇમારતોમાંની એક લેખાતી હતી, તેની આવક મોજ્જ-ઓનાં રોહ પ્રમાણે ઘસડાઇ આવતી હતી; જ્યારે લીઓનેલની ગેર-હાજરીમાં, તેનાં ઉમ્મરે આવ્યા અગાઉ, એકઠું થએલુ ફંડ માત્રજ એક હરખ મસમોટી ઉપજાવે તેની દોલત હતી.

તેનાં સગાંઓ માત્ર ગણત્રીનાં હતાં—હીંદુસ્તાનમાં જઈ વસેલી તેની એક કઝીન અને જીંદગીમાંનો સઘળો વખત માંદગીમાંજ પસાર કરી હાલમાં મરણકાંથે પડેલી તેની એક કાકી, કે જે બાથ ખાતે વસ્તી હતીઃ તે સીવાય તેનાં સગાં સ્નેહીઓ કોઇજ ન હતાં; પણ તેનું મીત્રમંડળ બહુ વિશાળ હતું અને તે સર્વે જણાં પણ તેને ઘણાં માનથી જોતાં અને બહુ મોટી આબરૂ આપતાં હતાં. તેનો સૌથી અંગત ફ્રેન્ડ–તેનો ચમ–જોન થોર્નશીલ્ડ હતો, કે જેણે પોતાની પ્રેક્ટીસ હારટલે ખાતે કરવાની શરૂ કીધી હતી. એ હારટલેનાં સુંદર નાનાં ગામડાંનો મોટો ભાગ સ્કવાયર ઑફ વીનને હસ્તક હતો.

આજનાં આ મોટા યાદગાર દીવસે–ખાસ તે દીવસને માટે-મીત્રો અને ઓળખીતાંઓ તથા તે જવાન સ્કવાયરનાં અસંખ્ય ભાડુતોનું એક મોટું જેવું ગેધરીંગ થયું હતું. મોટા લોકો વાસ્તે અંદરનાં હૉલમાં ખાનું અને ડાન્સપાર્ટી કરવામાં આવી હતી; બાહાર પાર્કમાં પણ તંબુઓ નાંખી લેવામાં આવ્યા હતા, કે જ્યાં પીરસવામાં આવેલાં બાદશાહી ખાનાંની ઝગઝગીત ટેબલો તે માલેકનાં પરગજ્જુપણાં અને ઝાહોઝલાલીનો અચુક ખ્યાલ આપતી હતી; વળી ત્યાં ભાતભાતની રમતગમતોની પણ સવળતા ને સગવડ કરી આપવામાં આવેલી જણાતી હતી અને બાહાર લૉન ઉપર ડાનસીંગની પણ ગોઠવણ

થયેલી હતી. તે એક પ્રીન્સનાંજ માનમાં ઉભો કરવામાં આવેલા ફૅટ જેવો અનુપમ દેખાવ હતો, અને તે ખુશાલ, ઝલેહવંતા, રંગ-બેરંગી દેખાવ ભણી ટેરેસ ઉપર ઉભા રહી જોતા તે મારતરને એક પ્રીનસનાં જેવીજ મચરૂરી અને ખુશાલી તે વખતે ઉતપન્ન થઈ.

"એ બધાંઓ માહરામાં એક ભલોજ માલેક જોશે," એક પછી એક ટોળકાબંધ ધસી આવતાં તેનાં સર્વ ભરભાડુતનાં કુટુંબને આનંદથી નિહાળી જવાન લીઓનેલે કહ્યું. "એ લોકો ભણી જોતાં માહરૂં જીગર એઓ વાસ્તે દીલસોઝીથી ગરંમ થઈ આવેછ. માહરી આબાદી અને માહરાં સુખમાં એ સર્વ સાથે મને ભાગ પાડવા ગમેછ."

"જો તું ખરાં જીગરથી ઇચ્છતો હોય, તો તે તું કરી શકશે," ડૉકટર થોનેશીલ્ડે જણાવ્યું. તે પોતે ઘણા દીલસોઝ જીગરનો એક ઉમદા ખાસ્યત ધરાવતો જવાન હતો; તેની સૌથી વધારે સારી ખુબી તો એ હતી કે ખુશામદને તે સાચ્ચાં જીગરે ધીટકારતો હતો અને, હંમેશ કોઇનો પણ સરોપરો રાખ્યા વગર, તે એક ચણાંની બે ફાડ કરી આપતો હતો.

"હું પેલી જુની કહેવતમાં માનુંછ," તેણે જારી રાખ્યું, "કે એક ભલો ધરવાળો હંમેશાં ભલાંજ ભાડુતો બનાવી શકેછ. તું શું નથી ધારતો કે એમાં સચ્ચાઈ છે, લીઓનેલ?"

"હું એ કેહવતની સચ્ચાઈ સ્વીકારવા કદી પણ નાં પાડવાનો નથી," તેનાં મીત્રે જવાબ દીધો: "હવે ચાલ, જોન, આપણે નીચે ભાડુતોમાં જઇએ; મને માહરૂં ભાષણ કરવું જોઇશે."

અને તેઓ ગયા.

તેઓ ગયા, અને તે મોટાં ટોળામાં પાર્કમાથી થઇને જ્યારે તેઓ ભેળાયા ત્યારે કેવા મોટા ખુશાળીનાં પોકારથી તે વિશાળ ચોગાન ગાજી રહ્યું! "હુરરરા! હુરરરા!" "અને વૅલ કમ! વૅલ કમ!" ની આનંદમય ધુમેથી જાણે આખ્ખું વાતાવરણ ખુશાલીથી ધમધમી રહ્યું; માટીદાઓ પોતાની ટોપીઓ ઉતારી ઉતારીને ચીયર્સ આપતા હતા, જ્યારે ઐરાંઓ ને બાળકો રૂમાળ ઉડારીને કલાપોકારો પાડતાં હતાં!

"ગૉડ બ્લેસ ધ સ્કવાયર!" તેઓ સઘળાં હર્ષીત જીગરે પૂકારતાં; "ભલે પધારો, સાહેબ અમારાં ગરીબડાં ગામડામાં તમારાં રૂડાં પગલાંઓ ભલે લંબાવો!"

કોઇનાં પણ મુખમાંથી તેને આવકાર અને આશીષ આપતા મીઠા, માયાળુ શબ્દો સીવાય બીજું કાંઇ પણ બહાર પડી શકતું હતુ નહીં; તેઓ સઘળાં જે એક તંબુમાં તે ગયો હતો ત્યાં ખીચડો થઇ તેની આસપાસ આતુરતાથી ફરી વળ્યાં. તેઓએ ત્યાંની મોટી ગોળ ટેબલની આજુબાજુ પોતાની બેઠક લીધી, અને જ્યારે સર્વ તેને બોલતો સમજવાની આતુરતામાં ચુપ થઇ બેઠાં ત્યારે લીઓનેલ પોતાનું ભાષણ શરૂ કરવા ઉઠીને ઉભો થયો. તાલીઓ ઉપર તાલીઓ અને ચીયરઝ પછી ચીયરઝથી, તે બોલે તે અગાઉ, તેને પાછો વધાવી લેવામાં આવ્યો. તે હતોજ એવાં દમામી અને દયાળુ દેખાવનો કે કોઇબી તેને માટે મગરૂરીથી હર્ષમાં આવી જાય! સુર્ય કદ જ તેનાં કરતાં એક વધારે નમુનેદાર ને સારા દેખાવનાં જવાંન ઉપર [illegible] પ્રકાશયો હશે. કુદરત તેનાં ઉપર ઘણી કુરબાન હતી, તેણે તેને [illegible] પહેલવાન જેવી પેશાંની, એક ઉંચો દમામદાર આકાર અને જોવ [illegible]

ખેસથી સૌથી સંપુર્ણ પ્રમાણમાં નવાજ્યો હતો. વળી તેનો ચહેરો સૌનાં દીલ શાદ કરે એવો દીલજીત હતો, ખુબસુરત અને ભોળો, જ્યારે તેની સ્વચ્છ, બલુ આંખો નિરંતર નિતિ અને બહાદુરીનીજ છાયા પાડતી હતી–તે આંખો કે જે હંમેશાં દરેક તરફ બીહક વગરનાં નિષકલંક નભરવસપણાંથીજ દોડતી હતી. તેનો તમામ અવતાર મરદાંનગીભર્યા બળવાળો, અને શુરાતનનીજ ગુવાહી પુકારતો હતો, જ્યારે તેના ઉપરનો મીઠાસ એક માહબુબનાં જેવોજ લેહઝતભર્યો હંમેશાં રહેતો હતો.

જ્યારે તે ભાપણ કરવા ઉઠયો તે વખતે જે કોસમે સુર્યનાં ચોકખાં નીર્મળ કીરણોએ તેનાં વાળને ગોયા સોનાનાં ભારા મીસાલ બનાવી નાખ્યા ત્યારે ત્યાં હાજર રહેલી એવી કોઇબી અબળા ન હતી, કે જેણીનું નાજુક જીગર તે સુંદરતાનો રૂબાબદાર દેખાવ નીહાળી બાગબાગ થઇ ગયું ન હોય, તેમજ કોઈ પણ માટીડો મગરૂરીથી તેનું માથું ફ્ફરાવી શકયો નહિ હોય.

તેના શબ્દો ઘણા થોડા હતા, પરંતુ તે તદન ખપજોગા અને અસરકારક હતા.

"માહરા મીત્રો, આપણે સાથે મળીને એક નવીજ જીંદગી શરૂ કરવાનાં છીએ," તેણે કહયુ. "તમે મને આજે સારી દુવાઓ ચાહતાં ભેગાં થયાંછ અને તે વાસ્તે હું તમો સર્વનો એકત્ર ઉપકાર માનવાની રજા લઉં છું. હું માહરી ફરજ તમારી પડખે ઉભો રહી બજાવવાની આશા રાખુંછ–હું તમારો એક દીલસોઝ રાહબર અને સાચ્ચો મીત્ર પુરવાર થવાની હૈયે હોંશ રાખુછ. તમારામાંના ઘણાંકો મને ઘત-

વામાં આવશે તે વખતે હાજર રહેશે. હું આશા કરૂંછ કે જેઓ મને સેવટનું માન આપવા આવ્યાં હોય તે લોકો સર્વનાં મુખમાંથી આજ શબ્દો બહાર પડે: "એણે એની જવાનીમાં આપેલું પ્રોમીસ ખરી રીતે પાળ્યુંછ' હું તમારી સનમુખ એકબી કલંક વગરનાં જીવતરે જીવવા માંગુંછ, કે જેથી જે નામના માનથી મને બક્ષીસ કરવામાં આવેલી છે તેને હું તદન લાયક પુરવાર થએલો ગણાઉં."

તે એક ઘણું ટુંકમાં આટોપી નાંખવામાં આવેલું ભાષણ હતું, કે જેણે ત્યાં હાજર રહેલાં દરેક જણનાં મગજ અને જીગર ઉપર બહુ લાગણીપુર્વક અસર ઉપજાવી.

પછી તે અંદર હોલમાં ગયો અને ત્યાં પણ તેણે એક બીજી એવીજ નાહની સ્પીચ કીધી; જે પછી સર્વ પહરોણાંઓ બહાર પાર્કમાં આવ્યાં અને તે મેજબાની સાધારણ થઈ પડી.

"લીઓનેલ દીકરા, તાહરાં ભાડુતોની થોડીક જવાંન બાનુઓ સાથે તાહરે ડાન્સ કરવો જોઇએ," તેનાં પાળક મેજર બ્રુસે તેનાં કાન ઉપર પડીને કહયું; "એ તાહરી ફરજનો એક ભાગ છે."

"એક ભાગ કે જે હું ઘણી ખુશીથી બજા લાવશ." તે જવાને હસીને તુરત એક મત થતાં કહયું. "પણ હું પહેલાં પુછું કોણને?"

"પેલાં વાહીટવાલાં તાહરાં મુખ્ય ભાડુત છે," તેને જણાવવામાં આવ્યું. "મીસ વાહીટને પુછી જો."

"એ કયાં છે?" લીઓનેલે પુછયું.

તે મેજરે તેને ઇશારાથી આપી ત્યાં તેણે જોયું.

"પણ એ બાજુએ તો ત્રણ જણાં સામતાં બેઠેલાં છે." તેણે ગભરાતથી હોય તેમ પૂકાર્યું; "ત્રણુદો એક સરખાં, રોઝી ચેહરાઓ ને પ્રાઉન ચાળોવાળી લીલા પોષાકોમાં તૈયાર થયેલી છે. એમાં સૌથી વડી કોણ હશે?"

"પેલી કે જે મીં૰ વાહીટની બાજુમાં બેઠેલી છે." તે મેજરે જવાબ દીધો; અને પોતાની માંગણી કરવા લીઓનેલ ગ્રાંડન્ડઝ પસાર કરી બીજી બાજુએ ગયો.

મીસ વાહીટ તો ખુશાળીથી છાકતીજ થઈ ગઈ! તે આવી માંગણીથી સૌથી મોટી મગરૂરી પાંમી અને ઘણાં માંનથી ઉઠીને તેની સાથે ડાન્સ કરવા ગઈ. તેણીએ ઘણી મજાહની રીતે ડાન્સ કર્યો, ફક્ત તે શરમીંદગીથી જોઇયે તે કરતાં ઘણી વધારે લાલ થઈ આવી તેની આવી ભલમણસાઈ અને સાદાંપણાંથી સૌની આંખો વધારે ખુલી ગઈ, અને બની શકે તો, તેઓ સર્વ તેને વધતાંજ વખાંણથી જોવા લાગ્યાં; તેઓ સર્વેએ તેને એક પછી એક ઘણાં બાહુતોની બાનુંઓ સાથે ડાન્સ કરતાં માનથી અને મોજથીજ જોયા કીધું.

"એ એક વગર શકે ભલી બાલેક પુરવાર થવાનો છે," એક બીજાનાં કાંન ઉપર પડી તેઓ બોલતાં. "એનો ચેહરોજ તેની પુરવારી આપેછ."

"અરે, એક બી કલંક વગરનાં જીવતરે જીવવાનું જે એને પ્રોમીસ આપ્યું, તે સમજ્યું કેની? એનામાં કોઇબી રીતનાં નીચપણાંની બીહક રાખવાની જરૂર નંથી."

"જે શખશ કલંક વિનાં જીવેછ તેનાં જેવો બીજો મોટો માણુસ કોઈ નથી," એક જૈફ ખેડુતે કહ્યું. "મેં ઘણાં ઘેરવાળાઓ વાપડી જોયેલા છે, પણુ આ તો એક ખરી જાતનો માણુસ છે; એ આપણી દીકરીઓને મોટી લેડીઝ મીસાળ માન આપે છેં, અને એનાં કરતાં એક સાચ્ચા ગૃહસ્થ વાસ્તે વધારે સાચ્ચી ઇધાંણી બીજી કોઈ નથી."

એક સાચ્ચો ગૃહસ્થ; એક ઉમરાવ જેવો ઉમરાવ-એક કે જે તેઓની સાથે તેઓની માફકજ સાચ્ચા પ્રમાણીક જીગરે જીવવા ચાહતો હતો અને જેને માટે મોહત વખતે તેઓ પોતાનાં મીત્રની મીસાળ શોક કરવાના હતા.

"નાઉ, જોન, એક સાચ્ચા ઇંગલીશમેનની માફક મેં માહરી ફરજ બજાવેલી છે," જ્યારે એખલો પડયો ત્યારે તેણે પોતાનાં ફ્રેન્ડને શોધી કાઢી તેનાં કાંન ઉપર પડી લીઓનાર્ડે કહ્યું. "હું થાકી ગયો છું. ચાલ જરા થોડી વાક લઈ આવ્યે; કહેવાનું ઘણું વિચિત્ર લાગેછ, ચાલવાથી મને હમેશાં કરાર મળેછ. મને જાણે એક રાજો ઘણે વરસે પોતાનાં વતનમાં પાછો ફર્યો હોય તેવું લાગેછ!"

તેઓ તે રંગીલાં ટોળકાંથી ચાલતા ચાલતા ઘણાં કદમ દુર નિકળી ગયા; અને ત્યાં વાગતું મ્યુઝીક તેઓના કાને ઘણું ધીમું સમજાવા લાગ્યું.

તે એક એવો તો રળીઆમણો દીવસ ઉગી નિકળ્યો હતો, કે જાણે કુદરત આસમાંનમાંથી જમીન ઉપર હસ્તી હોય એવું દેખાતું હતું; બપોરની ગરમી ને ઝળેહ પુરી થઈ ગઈ હતી, સુર્ય પશ્ચીમ

બળુી જઇ રફતે રફતે અસ્ત પાંમતો હતો, ગોલાબ અને કમળનાં પુષ્પો તે સાંજની સુખી ઠંડકમાં જીવ બેહલાવી નાંખતી રવેશે પોતાનો પમરાત ફેલાવી રહ્યાં હતાં, જ્યારે પંખીઓના ગાયનની મધુર કલાહોલ આવી રહી હતી.

"આવ, આપ લાઇમઝ નીચે આપણે આરામ લઇએ—શું સુંદર બેહકાત આવેછ!" જોન થોર્નફીલ્ડે કહ્યું.

પણ, જ્યારે તેઓ તે ઝાડો આગળ આવ્યાં ત્યારે તેઓએ એક જવાન છોકરીને પોતાની હેટ ઉપર થોડીક રીબન સીવવાનાં કામમાં ઘણાં ઉપયોગીપણાંથી રોકાયેલી બેઠેલી જોઇ.

---

## પ્રકરણ ૨.

એક જવાન છોકરી—એક નાંની નાજુક બાળકી. એ શબ્દો તે છોકરી કેવી હતી તેનાં બ્યાંનનો કાંઇ નજીવો ખ્યાલ પણ આપવાને માટે ઘણા નબળા હતા. તેણીનું નાંમ ડાફ્ન વરનોન હતું; તે તે ગામડાંની સુંદરતા લેખાતી હતી—ત્યાંનાં પડોશની એક જોવાજોગ દીલકશ લલનાં. તેણીનો ચેહરો એવી કીસમનો મનોહર હતો ને તે શીરીન મધુરતામાં કાંઈ એવું જાદુ સમાઈ ગયેલું હતું કે તે ગમે તેવા મજબુત મગજપણાંની લાહેરી મારતા શખશને પણ એક લેહજામાં બતી આસપાસ ભટકી તેનાં ઉપર જાન કુરબાન કરતાં એક પંતગીયાં માફક સરબસર દીવાનો બનાવી દેતો હતો.

ત્યાં, તે ગામડેનાં થોડું ભણેલાં વેહમી લોકો તે બાપડીનું ભવિષ્ય કાંઈ ઘણું બુરૂં ભાખવાની વાતો કરતાં હતાં, તેણીને

આપવામાં આવેલાં નામ ઉપરથી. ડાફ્ન એક છોકરી કે જેણીને ડાફ્ન નામ આપવામાં આવ્યું હતું તેનું ભલું શું જ થવાનું હતું? એવું એક જંગલી નામ તે બાળક છોકરીને આપી જાણે તેણી ઉપર દુરદશાનાં શ્રાપ લાવવા બરાબર હતું! પણ ડાફ્નની જવાંન માતાને કાંઈ એવો વિચાર આવ્યો ન હતો; તેણીએ તે ભુળકાંને એ નામ આપ્યું હતું, કાંયજે જે વખતે એ જાતનાં ફુલો તેનાં પુર બાહારમાં ઉગી નિકળ્યાં હતાં તેજ વખતે તેણીનો જન્મ થયો હતો. તેણીએ તે ભુળકાંનાં ફરેસ્તા જેવા મીઠા ચેહરા ઉપર ઝડપથી ઝાંખી મારી જતી આંખોએ જોયું હતું–તે નરમ, નિર્દોષ, બેખબર મુખડો કે જે પોતાંની માતાની ગોદમાં ઝીણીઝીણી બ્લુ આંખો, નાનાં ગોરા ગોળ રૂષ્ટપુષ્ટ હાથો તથા ર્કલી વાળનાં ઉંઘાડાં માથાં સાથે તે વખતે તો બેહસ્તનાં મીઠાં હસવાં માફક હસ્તો હતો!

"એનો ચેહરો તદ્દન એક ફુલનાં જેવો ખુશનુદી આપનારો છે," તે માતા બોલી હતી, કે જ્યારે તે બાપડીનો શ્વાસ તો મોહતમાંજ ઘુંટાતો હતો–"એ માહરાં માંનીતાં ફુલ જેવી છે, ડાફ્ન. એને ડાફ્ન કરીને બોલાવજો, પૉલ."

અને પૉલ વરનોને વચન આપ્યું કે તેની પરણેતરની ઇચ્છાને માન આપવામાં આવનાર હતું–તે પળથી તે ભુળકીને ડાફ્નનાં નાંમથી બોલાવવામાં આવી.

એજ વખતે ગામનાં ડોસા ડગરાંઓ પોતાંની વાંકી વળી ગયેલી કમરે ઘણાં જોશથી હાથો ટેકવી એ નામ તે બાળાને નહિ આપવું તેનાં વાંધાંઓ મોટા ગુસ્સાથી ઉઠાવતાં આવી લાગ્યાં; નર્સે

પણ કુદરતથી જણાંવી દીધું હતું કે તે બચ્ચાંને એ નામ આપવાનું ઘણું અવરદશા હતું. પણ પૉલ વરનોને તો એ બધા વાંધાં વિસ્તીઓની દરકાર પણ કરી નહિ. અને તે બાળકને ડાફ્નનુ નામ આપવામાં આવ્યું, તેણી પોતાના નામનાં ફુલ મીસાળજ સુંદરતામાં દીપક ને ઝપક મારતી ઉછળી નિકળી—એક વિચિત્ર, શરમાળ બાળક, બધા કવિતાઈ ખ્યાલોથી ભરપુર, કે જે બીજી ગામડેની છોકરીઓ સાથે સરખાવતાં જે મીસાળ એક સફેદ કબુતર બાજ પંખીથી જુદું પડે છે તેમ જુદી પડતી હતી. તેઓ મુસીબતે તેણીને સમજી કે ઉકળાવી શકતાં હતાં, જ્યારે તેણી પોતે તેઓને પણ સમજી શકતી ન હતી. તેઓ બધી તે સુંદરીની અનુપમ ખુબસુરતી માટે અદેખાઇથી જળી જતી હતી, જ્યારે તેણી તે સર્વેને રીતભાત વગરનાં ગણી તેઓથી દુરની દુર રેહતી હતી.

તેણી પોતાનાં બાપ સીવાય બીજા કોઈ બી મીત્ર સાથે ઉછળી મોટી થઈ ન હતી. તેણી તેની સાથે તે ગામડાંનાં નાનાં સ્કુલ હાઉસમાં રહેતી હતી અને પોતાંનો વખત પોતાંની મરજી મુજબ ગાળી પસાર કરતી હતી; તે ચેહરેનમુન ભુળકીને હોકમ કરનાર કે તેને માટે સવાલો કરવાવાળું કોઈ ન હતું—તે પોતેજ તેણીનાં મનની ધણીઆણી હતી. તે પોતાનાં ઘરની ફરજો અત્યંત મોટી કાળજી ને ફીકરથી કરતી હતી; તે શોકાતુર બાપને હંમેશાં દરેક ચીજ તૈયાર હાથમાં વખતસર મળતી અને કોઇબી દીવસે કાંઈ પણ કારણ સર તેને તે વાહલી દીકરીને ઠપકો આપવો કે કાંઇબી કેહવું પડયું નહોતું; તે તેણીથી હંમેશ ઘણો સંતોષ પામતો.

તેને એમ તો કદી ન લાગ્યું કે જે અસલની બુકસ વાંચી તે છોકરી પોતાનો વખત પસાર કરતી હતી તે તેણીનાં જેવી એક કોમળાંગી માટે લાયક સોબતી ન હતી; તેણે આ કદી નોટીસ કર્યું નહિ કે તે અસલ વારેની કીતાબો વાંચ્યા પછી તે મધુરી બાલાખુબનું નાજુક મગજ બધા કવિતાઈ ખ્યાલોમાં ચકચુર થઇ જતું હતું-એટલું બધું કે બાજે વેળા તે દુન્યાંદરીને લગતી બીજી બધી ચીજો પણ ભૂલી જવા પાંમતી હતી. તે પોતે પોતાનાં કામમાં સદા ઘણો ઉંડાણથી રોકાયેલો રહેતો હતો; અને જોકે તે સકોમળ દીકરીને તે જીવનાં જીવથી ને ધડનાં ધડથી ચાહતો હતો, છતાં તે જોઈ શકયો નહિ કે તેનું એકપુરૂં ફરજંદ એક સ્વપનાંનાં જેવું સુંદર અને ઓલાબનાં ફુલ જેવું મધુર ઉછરી, ઉગી નિકળ્યું હતું.

"ડાફનની ઘણી સંભાળ લેજો," ગામનાં લોકો તેનો હાથ પકડી પકડીને કહેતાં હતાં. પણ તે તો નફકરા, સુખી જીવે હસતો અને ઘણી મગરૂરીનાં હાવભાવથી જવાબ દેતો, "હા, હું ડાફનની સંભાળ લેવશ. એને શું નુકશાન પુગી શકવાનું છે?"

કોઈ એક ભાગ્યશાળી દીવસે, તે પીના કોઈ વેળા એખલો પડતાં તેનાં મનથી વિચારતો, આ મીઠી નાંની ડાફન તેણીનાં જેવાજ કોઈ એક લાયક નમુનેદાર જવાનને પોતાના ખાવિંદ તરીકે પસંદ કરી, સંસારની સુખી જુસરીમાં જોડાવાની હતી; અને તેનાં બુઢ્ઢાપાનાં અશકત વખતમાં તેણી તેણીનાં નમુનેદાર બાળગોપાળને ઘર લાવી તેનો ઉંધનો ઝુકતો બુઢ્ઢાપો બધો બેહસ્તનાં જેવો સુખી ને ખુશાળ બનાવનાર હતી! એ બધા તે હેતવંતા પીદરનાં આનંદમય

ખ્યાલો હતા ને તેને લાગતું કે પાક ખુદા અને તેણીની વાહાલી ભરનાર મા ઉપરથી સુંદર એખલી ડાકનની સંભાળ લેનાર હતાં; તેને પોતાને તો ફીકર રાખવાની કાંઇભી જરૂર નહોતી.

તેને પણ તેની દીકરી સાથે તે મોટા ફેટમાં આવવાનું ઇજન કરવામાં આવ્યું હતું. તે બાજારનાં એક તંબુમાં હતો; પણ ડાકનની હૅટ એક મોટી ધાંખલીમાં ભેરવાઇ જવાથી તેની ઉપરની રીબન ફાટી ગઇ હતી ને તેથી તેણી પેલાં લાઇમનાં ઝાડ હેઠળ એકાંતમાં જઇ બેઠી હતી, કે જેથી તે નિરાંતે પોતાનું સમારકામ કરી શકે અને વળી તે ફાટી ગઇ હતી એવું પણ કોઇની જાણમાં આવવા પામે નહિ.

જેવા તે બે ગભરૂ જવાનનાં રૂઆબદાર આકારો તેણીની પાસે ઓચીંતા આવી ઉભા રહ્યા, તેવું તરત તે પરીપેકર નાઝનીને પોતાનાં કામમાં ધ્યાનથી ખોસેલું માથું ઉચ્ચું કર્યું ને આસમાન જેવી સ્વચ્છ આંખોએ તેઓ ભણી જોયું. જેવી તેણીની તેજસ્વી ચક્ષુઓ તે જવાન સ્કવાયર ઉપર પડી કે તેણીનો ખુબસુરત મુખડો તાજાં ફુટી નિકળેલાં ગુલાબની માફક તમામ લાલચોળ થઇ આવ્યો.

“ગૅા ઑન,” તેણીને પોતાનાં કામમાં એકાએક અટકી ગયેલી જોઇ મોટાઇનાં સાદા પણ ટેકવાળા દેખાવથી જવાન લીઓનેલે કહ્યું, જ્યારે એજ વખતે અદબથી તેણે પોતાની ટોપી ઉતારી નાંખેલી હોવાથી તેનો જવાન દેખાવ ઘણો દમામદાર અને દેખાવળો લાગ્યો, કે જેમાંનું જાદુ ખરેખર ચકભમ કરી નાંખે તેવું હતું. “અમો કાંઇ તમને ગભરાવા કે તમારાં કામમાં ખલલ નાખવા નથી આવ્યા,” તેણે હસીને ઉમેર્યું.

ડૉક્ટર થોર્નફીલ્ડ હાર્ટલેબાનાં દરેક જણને પીછાણતો હતો–એકેએક મરદ, સ્ત્રી અને બાળકને; તે તેથી તે રૂપસુંદરીને જોઇને આંખથી હસ્યો.

"હું ખુશી છેઉં કે તું આંહી છે, ડાકન," તેણે કહ્યું. "તું મજાહમાં તો છેની ?"

"ઓહ, આય જરા માહરી તુટી ગયેલી રીબનો સુધારી, હું મઝ્ઝાહજ મઝ્ઝાહજ કરશ !" તેણીએ પણ હસીને જવાબ દીધો.

તે શબ્દો ઘણા સાદા હતા, પણ તે શબ્દોનો અવાજ ઓયી એક દીલચસ્પ વાજીંત્ર હતું.

"તાહરા બાવાજી આવેલા છે કે ?" તે ડૉક્ટરે બીજો સવાલ કીધો.

તે ભુગલી હસી; અને તે વખતે તેણીનાં માહ:નાબસમ રેશમ-સારેમાં પડેલા ઝીણાં ઝીણાં રમ્મત ખાડાઓ એમે તેવા મજબુત મગજનાનું પણ ચીત ભ્રમીત કરી નાંખે તેવા હતા !

"હા એવણ આવેલા છે," તેણીએ જવાબ કર્યો; "અને એવણુના જીંદગીમાં એવો બપસાબરો મહિમાં એવણ પેહલ્લીજ વાર જોવા પાંમ્યાંછ." પછી સ્કવાયર ભણી ફરીને તે બાળાએ તેણીની જાતીના શરવાળપણેથી ઉમેર્યું, "હું તમને એક લાંબી જીંદગાની અને જન્મભરની આબાદી ઇચ્છુંછ, સાહેબ."

"ઠેંક યુ," તે કોમળ હોઠો વાડેથી દુ:વાના કલામો સુખ તે સ્કવાયરે જવાબમાં કહ્યું. અને, પછી પોતાની હૅટ ઉપરનું સખ ભ

ખલાસ થયેલું હોવાથી તે તેઓ બેઉને દુરથી નમીને એક હરણીની ચળવળતાથી ત્યાંથી જતી રહી.

ડૉકટર થોર્નફીલ્ડ અને તેનો જવાન મીત્ર તે ખરતાં ફુલોનાં ઝાડો નીચે પોતાંની બેઠક કરી બેઠા. તે માહાખુબ જેવી અબળાની હાજરી ત્યાંથી નાબુદ થયા પછી તેઓ જરા વાર ચુપકીદીમા બેસી રહ્યા, બનેનાં તરંગો જુદીજુદી દીશાએ દોડતા હતા. લીઓનેલ તુરબીલે ઘણી બ્યુટીઝ નિહાળી હતી, પણ અત્યાર અગાઉ આ ડાફ્ન વરનોનનાં જેવા એક ફરેસ્તાઈ ચેહરા ભણી તેણે કદી પણ જોયું હતું નહિ. આયદે તેણે તે ચુપકીદી તોડી.

"આય કોણ છોકરી છે, જોન ?"

"સ્કુલ માસ્તરની દીકરી," ડૉકટર થોર્નફીલ્ડે ટુંકમાં જવાબ કર્યો. "તુને યાદ તો હોશે કે હાર્ટલેમાં એક સખાવતી સ્કુલ નાંમે ગ્રીન સ્કુલ છે, કે જે તાહરા વંશજોએ કરી આપેલાં ફંડમાંથી હજી સુધી નીભી રહેલી છે. પૉલ વરનોન માસ્તર છે; તે એક ઘણો સુખી માણસ છે, જોકે તેની હાલત ઘણી ગરીબ છે તોબી."

લીઓનેલે પોતાંને બીદાર કરવાની કોશેશ કીધી.

"ગરીબ ! એમ થવું જોઇતું નથી—માહરે એ બીનાં હાથ ધરી કાંઈ કરવું જોઇશે."

"પોતાનાં સંતોષ માટે તો એવણુ પુરતા સુખી છે," તે ડોકટરે કહ્યું. "તાહરે માથાંઝીંક કરવાની જરૂર નથી."

"નહિ—એમ કાંઈ હોય ?" લીઓનેલે વાંધો કર્યો. "માહરી એસટેટ ઉપર કોઈ કીસમનો ગેરઇનસાફ હું ચલાવી લઇ શકનાર

નથી. જે માણસ ગામનાં છોકરાઓને શીખવીને બાહાર પાડે, તેને તો બરાબરજ પૈસા મળવા જોઈ અને તેને માટે રેહવાનું ઘેર પણ સારી સગવડવાળું રાખવું સઝાવાર છે."

"માઇ ડીયર લીઓનેલ," તે ડૉકટર હસ્યો, "જે રીતે તું બધા ફેરફારો અને સુધારા વધારાઓ કરવા ચાહેછ તે રીતે તો, પાછળથી તાહરી પાસે પૈસા જેવું બી કાંઇ રેહવાનું નથી."

તેઓ તે સવાલ ઉપટ થોડોકવાર તકરાર કરતા બેઠા; પછી તે સ્કવાયરે એકાએક પૂછયું.—

"તેં કયા નાંમે તે છોકરીને બોલાવી, જોન?"

"ડાફ્ન," તે ડૉકટરે જવાબ કર્યો. "એક વિલેજ બ્યુટી માટે કાંઈ ખરાબ નામ નહિ કેહવાય! જોકે ગામનાં લોકોને એ નામ કાંઈ જોઇયે તેવું પસંદ આવતું નથી."

"ડાફ્ન!" તે સ્કવાયરે વિચારવંત અદાએ તેના મીત્રનાં બોલોનો પડઘો પાડયો.

પછી તે વાતચીત અત્રેજ થંબ પડી ગઈ; પણ લીઓનેલ ડાફ્નને વિસરી ગયો નહિ; તે તેનું રાજ્ય એક ગરીબ સ્કુલ માસ્તરની જીંદગીને વધારે સહેલાઈ ભરેલી કરવાનાં કાર્ય કરતાં કોઇ પણ બીજી વધારે સારી રીતે શરૂ કરી શકવાનો ન હતો; તે ભલુ કરવાનો નિશ્ચય કરી ચુકયો હતો ને ભલાં કામ માટે આનાં કરતાં કોઇ બીજી વધારે સારી તક તેને મળવાની ન હતી.

તે અંદર તંબુઓમાં ગયો અને મી૦ વરનોન માટે પૂછ્યું. એક ઉમરે પુગેલો શખશ, ખાંધા ઢાકી ગયલા ચેહરા અને ભુરા વાળ વાળો, તેની સાંમે આવી ઉભો.

"હું પોલ વરનોન છું," તેણે કહ્યું. "તમે મને મળવા માગોછ, સાહેબ?"

લીઓનેલે તેની તરફ અજાયબીથી જોયું. શું આ બુડ્ઢો, બધો કંટાળેલો ને નખાઇ ગયેલા અવતારનો, પેલી સુર્યનાં કીરણો જેવી પ્રકાશીત ખુબસુરતીવાળી છોકરીનો બાપ હતો!

"હા; હું તમને મળવા માગુંછ," તેણે જણાવ્યું. 'હુ સ્કુલ વિષે પરપુછ કરવા ચાહુંછ. આવતી કાલે કયા વખતે મને મળવાની તમને ફુરસદ મળી શકશે?"

તે જૈફ આસામીએ ગભરાતથી તેનો ચેહરો ઉંચો કરી સ્કવાયર ભણી જોયું.

"હું આશા કરૂંછ કે કાંઇબી ખોટું થવા પામ્યું નથી, સાહેબ? હું એ સ્કુલમાં વિસ કરતાંબી જાસ્તી વરસો થયાં છેઉ. માહરો જન્મબારોજ એમાં અટવાઇ ગયેલો છે ને મને એ છોડી જવા ગમતું નથી."

"કાંઇબી ખોટું થયું નથી ને સ્કુલ છોડી જવાની પણ વાત નથી—બીનાં એથી ઉલટીજ છે," જવાન લીઓનેલે તેને હસીને ખાત્રી આપી. "હું જોવા માંગુંછ કે તમારાં કામ પ્રમાણે તમને પુરતી રીતે પગાર કરવામાં આવે છે કે નહિ. હું માહરી એસટેટ ઉપરની દરેક

"ઍમ્યુસીઝ" સુધારવા માગુંછ, મી૦ વરનોન, અને જવાનોને કેળવીને બાહાર પાડનારા બાહાદુર શખ્શો વાસ્તે હું ઘણું કરવાનો ઇરાદો રાખુંછ."

"ગૉડ બ્લૅસ યુ, સ્કવાયર!" આભારનાં બીજ્યાસમાં ચળકતી આંખોએ તે જૈફ સ્કુલ માસ્તરે કહ્યું.

તેણે તેનો હાથ લાંબો કર્યો અને લીઓનેલે ખરાં દીલનાં જોરથી તેને પોતાનામાં લઇ હીલાવ્યો.

"ગૉડ બ્લૅસ યુ!" તે ઓલ્ડ મેને પાછું કહ્યું." હું માનુંછ કે હાર્ટલે માટે હવે સારા દીસો આવી લાગાછ. અમારા વચ્ચે તમારો ઝળકતો ચેહરો જોઈ જાણે ઉગતા સુર્યનાં જેવી ખુશી ઉપજે છે."

સાંજ હવે આખેરી નજદીક આવી લાગી હતી તે એક ઘણી સુખી સાંજ હતી અને બીજા કોઇનાંથી કરતાં સ્કવાયરે સૌથી વધારે સારી રીતે તે ભોગવી હતી. છુટાં પડતી વખતે પાછા અને પાછા તેને વાસ્તે મોટા ચીયરઝ કરવામાં આવ્યા, કે જે દીવસોનાં દીવસો સુધી તેનાં કાનમાં તાજાને તાજાજ રહ્યા કીધા; પછી ધીમે ધીમે લોકો વિખરાતું ગયું. જતા અગાઉ લીઓનેલ તે સ્કુલ માસ્તરને પાછો મળ્યો.

"ગુડ નાઇટ, મી૦ વરનોન," તેણે કહ્યું, "હું આશા કરૂંછ કે આખી સાંજ તમે મોજથી ગુજારી હશે."

"મારી જીંદગીમાં એ એક સૌથી સુખી સાંજ છે," તે જૈફ આસામીએ જવાબ દીધો.

પછી આસપાસ જોતાં લીઓનેલે ડાફનને તેનાં બાપની બાજુમાં ઉભેલી જોઈ; તે તે રૂપસુંદરીને ફરીથી જોવા માંગતો હતો, પણ જ્યારે તેણે તેની ઇચ્છા ફળીભુત થયેલી જોઈ ત્યારે તેનો ચેહરો શરમાળપણામાં લાલ થઈ આવ્યો.

"ગુડ નાઇટ, ડાફન," તેણે એ પ્રમાણે ઉમેરવાની હીંમત કીધી હતે, પરંતુ તે શબ્દો તેનાં હોઠો વાટેથી બાહાર પડી શકયા નહિ.

"ગુડ નાઇટ, મીસ વરનોન," તેણે આખરે આ શબ્દો કહયા.

તે બાળકીએ તેણીની ખુબસુરત આંખોમાં એક રમત્યાળ હસ્વાં સાથે હીંમતથી સીધું તેનાં ચહેરા તરફ જોયું.

"કોઇબી મને "મીસ વરનોન" કરી બોલાવતું નથીજી," તે સાદાઇથી બોલી. "હું જાણુની નથી કે તમે કોણને કહેવા માંગોછ."

તેણીનો બાપ તો આગળ ચાલી ગયો હતો; માત્ર તે એક બે મીનીટ ત્યાં થોભી ગયેલી હતી.

"ત્યારે તો જેમ બીજા બધાં કહે છે તેમજ માહરે કરવું જોઇશે," લીઓનેલ હસ્યો; "ગુડ નાઇટ—ડાફન."

"ગુડ નાઇટ," તે કોમળાંગીએ જવાબ દીધો: અને પછી ત્યાંથી ઉતાવળી ઉતાવળી ચાલી ગઇ.

તે રાત્રે તે બેઉ મીત્રો, સ્કવાયર અને ડૉકટર થોર્નશીલ્ડ, બીડી ફુંકતા અને ટાહેલાં ચલાવતા ઘણા મોડે સુધી બેસી રહયા.

"મને લાગેછ," લીઓનેલે કહયું. "કે મેં જાણે કસમો ખાધાછ અને તે માહરે કદી પણ તોડવા જોઇતા નથી. હું માહરી જીંદગી

"મને લાગેછ," લીઓનેલે કહ્યું. "કે મેં જાણે કસમો ખાધાછ અને તે માહરે કદી પણ તોડવા જોઇતા નથી. હું માહરી જીંદગી સાથે પ્યારમાં પડેલો છેઉં, જોન; એમાં કેટલું બધું કરવાનું છે કે શરૂઆત કરી દેવા હું અત્યંત તત્પર બન્યોછ. માહરી જીંદગી આ માહરી એસ્ટેટને હું એક મોડલજ બનાવવાને છેઉંને"

## પ્રકરણ ૩.

કેવો ઝળકતો દીવસ! લાઇમના ઝાડો સુંદર મધમધાતનાં વાદળઓ ફેલાવી રહ્યાં હતાં, પંખીઓ ખુશાળીથી ગાતાં હતાં, ફુલો તેઓનો સૌથી સુંદર સાજ સજી કુદરતને આવકાર આપવા તૈયાર થઈ રહેલાં હતાં અને એવી એક ઇશ્વરી ખુશનુમાં સહવારે લીઓનેલ તુરબીલ પોતાંની ફરજની બજાવણીની શરૂઆત કરવા અને તેના અમલ હેઠળની બનતી દરેક 'એબ્યુસ" સુધારી નાખવા આનંદમય તરબીયતથી બાહાર પડયો—તેનું પેહલ્લું ભલું કાર્ય તે સ્કુલ માસ્ટરનાં પગારમાં વધારો કરી આપવાનું હતું. તે પાર્કમાંથી થઇને આગળ વધ્યો, પણ તે પોતાંની ફરજ બજાવવા એટલો બધો વેહલ્લો નિકળી પડયો હતો કે જ્યારે તે નાંની ગલીમાં જ્યાં તે સ્કુલને લગતું મકાન આવ્યું હતું ત્યાં આવ્યો ત્યારે ત્યાંનાં ગામડાંનાં મોટાં ઘડીયાળમાં દશના ટકોરા પડતા સમજાયા.

તે નાનું પણ ઘણું ચીત્રમય મકાન હતું; એક સાદી બીલડીંગ, સુંદર ગોલાઓ અને મોંધરાથી મઢી લીધેલી દીવાળો સાથનું એક બીલ-ડીંગ; બારીઓ ઘણી પોખાળ અને ખોલ્લી હતી. એક અસલ ધબનાં અને વિચિત્ર દેખાવના મીનારામાં એક મોટો ઘંટ લટકતો હતો કે જેની વચ્ચેની લોખડી જીભમાંથી છેક હેઠે વેહર એક લાંબી દોરી લટકતી હતી.

ઘણુંજ ગરીબ, એ તેનું સૌથી પહેલું મત હતું. એક સ્કુલ વાસ્તે તે મકાન અત્યંત નાનું ને ગરીબ હતું અને એક મોટી નવી બીલડીંગની ઘણી જરૂર દેખાતી હતી. તે અંદર ગયો; અને એક કરકર બોલતી ડેસ્કની હેઠળ સફેદ વાળોવાળું એક જેફ માથું ઘણી થાકથી વાંકું વળીને કામમાં ઉંડાણથી રોકાયેલું જોઈ લીઓનેલનું જીગર તેની છાતીમાં દયાથી સહેજ ધ્રુજ્યું. તે તે માસ્તર આગળ ગયો અને તેને સહવારની સલામ ઇચ્છી; પછી એક કુદરતી પ્રેરણા શકિતથી દોરવાઈ તેણે તેના ખીસામાંથી પોતાની પોકેટ બુક કાઢી અને તે ડેસ્કની ઉપર એક પાંચ પાઉન્ડની નોટ મુકી.

"તમારા છોકરાઓને આજે એક હૉલી ડે આપજો, મી૦ વર-નોન," તેણે જણાવ્યું. "અને ચાહ, કેક, બીસકીટ વીગેરે મંગાવી એ લોકોને મજાહ કરાવજો. એ લોકોને પાછા ચાર વાગે અહીં બોલાવજો, આપણે આઇસ્ક્રીમ પાર્ટી કરશું! હાલમાં તો હું તમારી સાથે વાત કરવા માંગુંછ."

તેઓ સાથે તે સ્કુલ હાઉસ છોડીને બહાર પડયા. તે માસ્તરનું ઘર તે ગલીમાં સહેજ દુર આવ્યું હતું અને ત્યાં તેઓ ગયા. લીઓ-

નેલ હદ વગરનો નાશીપાશ થયો. તે ફકત એક નાનું કોટેજ જેવું કોટેજ હતું, એક તેવાજ સુંદર નાનાં બગીચાની અંદર આવેલું.

"માફ કરજો, સાહેબ, પણ તમારા જેવા માનવંત પહરોણાં માટે દાખલ થવા વાસ્તે એ ઘણું ગરીબ ઘેર છે." તે જૈફ સ્કુલ માસ્તરે ઘણી લાયકીથી જણાવ્યું.

"આપણે એમાં સુધારો કરીશું, મી૦ વરનોન," તે જવાન સ્કવાયરે જવાબ દીધો.

તેના ઉંચા નતણખાર આકારને અંદર દાખલ કરવા સારૂં તેને તેનું માથું નીચું કરી જવું પડયું, દરવાજો એટલો બધો નીચો હતો તેણે કદી પણ નહી જોઇ એવી એક સુંદર નાજુકાત અને મોટી કાળજીભરેલી તજુમલથી ગોઠવાયેલી અને સાફ રાખવામાં આવેલી રાંધણીમાંથી થઇને જવું પડયું—ઘણીજ નાની, પણ નિર્મળ અને અજાયબી પમાડે તેટલી હદ સુધીની સુઘડ વળી અહીંતહીં એકાદ બે ફલાવર વાઝમાં ખુશબોદાર ફુલો પણ સણગાર વાસ્તે ગોઠવી દેવામાં આવેલાં હતાં, તેમાંની દરેક ચીજ ચળકતી અને ઝગઝગીત હતી. તે પછી તેઓ એક નાના સુશોભીત બેસવાના ઓરડામાં ગયા, કે જે સુંદર ડાફ્નનાઁ જીગરની મગરૂરી હતો.

તે બાળા ત્યાં હતી નહિ; તે કાંઇ ખાસ તેણીને જોવાની આશા કરતો તે રૂમમાં દાખલ થયો હતો નહિ, પરંતુ તોબી, તેણીની ગેર-હાજરી નીરખી નહિ સમજ પડી શકે તેવા બાએસથી તેનું જીગર તેની છાતીમાં નાશીપાશીથી ઠંડુગાર મારી આવ્યુ. તેઓ એકમેકની સામે ખુરસીઓ ખેંચી બેઠા અને તે જવાન આસામીએ ઘણી કાળજી

ભરેલી નાજુકાતથી પોતાની તપાસ શરૂ કીધી. જ્યારે તેણે તે માસ્તરનાં પગારની હકીકત જાણી અને તેમાંથી બી તેને આ નાના કોટેજનું ભાડું આપવું પડતું હતું, ત્યારે તેનાં ગુસ્સાનો કોઈ બી સુમાર રહયો નહિ!

"તમને અને તમારી દીકરીને આવા તુચ્છ પગાર ઉપર જીવતું પડેછ!" તેણે પુકાર્યું, "કાંય, તમને માહરા ઘેરનાં નોકરો જેટલાબી સારા પગારથી નવાજમાં આવતા નથી? હવે, મને કહો–તમને આયજ જુના કોટેજમાં રહેવા ગમેછ અને તેમાં હું સુધારો કરૂં યા તમને કેથે વધારે સગવડવાળાં મોટા નવાં ઘેરમાં જઇ રહેવાનું પસંદ છે?"

"આય માહરાં કોટેજને છોડીને બહાર રહેવા જવાની મને દરકાર નથી, સ્કવાયર," તે જૈફ માસ્તરે જવાબ દીધો. "ડાફ્‌ને અને મેં અહીં એટલાં બધાં વરસો સુખચેનમાં કાઢેલાં છે, કે એ છોડી જતાં અમને બંનેને મસમોટી ઉદાશી પ્રાપ્ત થશે. ડાફ્‌ને અહીં એક નાનો જેવો બગીચો ઉગાડયોછ, જેમાં થતાં ફુલો વેચી એ મને ઘણી મદદ કરેછ. અમને તો, બા અહીંજ રહેવા ગમેછ."

"ત્યારે તો જરૂર તમે અહીંજ રહેજો," જવાન સ્કવાયર?" લીઓનેલ તુરબીલે જવાબ કર્યો." પણ એ જગાંમાં સુધારાઓ કરવા પડશે, અને તમારા પગાર વાસ્તે તો વૅલ, હાલમાં તો આપણે એને બેવડો કરી શરૂઆત કરીશું. હું મુખ્ય ત્રસ્ટી છેઉં, અને પાછળથી હજી પણ વધારે શું કરવાની અગત છે તે આપણે જોઈ લઇશું,"

"શું એ તમે બધું ખરેખર બોલોછ, સ્કવાયર?" તે જૈફ આસામીએ આતુરતાથી પ્રશ્ન કર્યો. "આટલાં આટલાં વરસો થયાં

હું કેમ જીવુંછ અને નીભી શકુંછ તે જાણવાની કોઇ કદી દરકાર પણ કીધી નથી—શું એ બધું ખરૂં છે?" લીઓનેલે તેનો ચહેરો ફેરવી નાંખ્યો, કે જેથી તે બુઢ્ઢાની આંખોમાં ઉભરી આવેલાં આંસુઓ તે જોઇ શકે નહિ. "ગૉડ બ્લૅસ યુ, સર, અને મને જે બધું બક્ષવામાં આવેછ તે વાસ્તે લાયક બનાવે!"

લીઓનેલ ત્યાંથી બહાર નીકળી ચાલ્યો અને કુદરતની નીર્મળ હવાએ જેવી તેનાં કપાળ ઉપર બકકીઓ લેવા માંડી કે તેનો રૂઆબ·દાર ચહેરો મોટા સંતોષ વચ્ચે ઉગી નીકળ્યો.

"ગરીબ લોકોની મેં દુવા લીધીછ," તેણે તેનાં મનથી વિચાર્યું "અને તે મને માહરી જીંદગીનાં છેક છેડા સુધી કામ આવવાની છે."

તે ગલીઓમાં થઇને ખેતરમાં આવ્યો, અને ત્યાંજ તેની સર·જત ડાફનને ભેટવાની હતી. તે પોતાનાં વેચવાનાં ફુલોમાં ભેળવા વાસ્તે વાંકી વળીને 'ફ્રનંઝ' એકઠાં કરતી હતી. તે વિશાળ, એકાંત અતરાફમાં ચીત્ર વિચિત્ર ફુલો જાણે એકમેક ઉપર સરસાઇ ભોગવવા માંગતાં હોય તેમ પોતાનો સુગંધ ફેલાવી રહયાં હતાં; પણ તે સર્વ મઘમઘતાં ફુલોમાં ડાફન સૌથી વધારે સુંદર લાગતી હતી; સહવારની તાજી, શીરીન લેહરીએ તેણીના મારબલ જેવા રેખસારોવાળા ચેહરા ઉંપરનાં રંગને વધારે ઘાડો બનાવ્યો હતો અને હતી તે કરતાં પણ જ્યાદાં, તે મનઆકર્ષક લાગતી હતી. તેણીની આંખો હીરા મીસાળ ઝળકતી હતી, જ્યારે હોઠો તો પાકેલાં પીચ મીસાળ લાલાશ પકડી રહેલાં હતાં. તે માહબુબોની માહબુબે એક ફીકકા પીન્ક કલરનો ઢીલો, સાદો પોશાક પેહડી લીધો હતો—પરંતુ તે એક મોંઘાદાત

રાજવંશી ઝબ્બાનીજ ઝલેહ અને દમામથી તેણીનાં નાજુક બદનને દીપાવી અને શોભાવી રહેલો હતો; વળી તેણીનાં હાથો 'ફ્ર્નઝ'થી ભરાઈ ગયેલા હતા અને તમામ ધ્યાંન અદાએ પોતાનાં કામમાં મશગુલ બનેલી તે રમણી એ વખતે એક એવું દીલ ચોરી લે તેવું મનોહર ચીત્ર રજુ કરતી હતી કે લીઓનેલ તુરબીલ તો જાણે તેને સ્વપ્નામાં જોતો હોય તેમ કેટલીક પળો સુધી કાંઇબી બોલ્યા વગર ખામોશ ઉભો રહયો.

"ગુડ મૉરનીંગ," તેણે કહ્યું; "આજે લગરીક જલ્દી નિકળી પડયાંછ ? હું તમારા બાવાજીને મળવા જઈ આવ્યોછ."

અજાયબી અને ગભરાતમાં તે રૂપસુંદરીએ ઘણી કાળજીથી હાથોમાં એકઠાં કીધેલાં 'ફ્ર્નઝ' અર્ધાં અર્ધ પાડી નાંખ્યાં તે વાંકો વાજ્યો અને ઉંચકાને તેને આપ્યાં.

"તમને એટલાં બધાં ફ્ર્નઝની શા વાસ્તે જરૂર છે ડાફ્ન ? તેણે પૂછયું.

"અમારા બગીચામાં એ ઉગતાં નથી, અને ફુલોમાં સાથે મૂકયાં કરૂંછ."

"શું તમે તુરાઓ ઘણાં સુંદર બનાવોછ ?" તેણે સવાલ કર્યો.

"હું એમ ધારૂંછ." તે ચાતુરીએ શરમાળપણાંથી જવાબ દાધો. એનાબૅલ બ્રાઉનબી ફુલો વેચેછ, પણ માહરાં એનાં કરતાં વધારે સારી રીતે ખપેછ."

ત્યારે માહરે વાસ્તે એક 'ઍાકે' જરૂર બનાવજો; અને તમારી કળાનો એક નમુનો જોવા ગમેછ," તેણે કહ્યું; અને તે મોટા આભારથી ઘણી સભ્યતાથી નમી.

તેણે એ પછી ચાલી જવું હતું. તે સારી રીતે જાણતો હતો કે સ્કવાયર ઑફ વિન તરીકે એક સ્કુલ માસ્તરની દીકરી સાથે એમ તાહેલાંઓ ચલાવનાં ઉભું રહેવાનું તેને વાસ્તે ખચ્ચીત શોભાભરેલું કે વાજબી ન હતું; પણ તે ગોરા દુધ જેવા રોખસારોમાં ચઢી આવતા અને જરા વારમાં ગુમ થઇ જતા નાન, ઝીણાં ખાડાઓ એટલા તો મનોવેધક લાગતા હતા, એવા સુંદર અને લેહઝતદાર, તેણીનાં ખુબસુરત ચહેરા ઉપરનો રંગ એવો મીઠો અને દીલ સાફ કરી મેલે તેવો હતો, સુર્યના રૂપેરી કીરણો તેણીના નરમ, રેશમ જેવા બાળના જથ્થા ઉપર એવી તો આનંદમવ રીતે ગેલગમ્મત કરતાં હતાં, કે ત્યાંથી તુરત ચાલી જવા વાસ્તે તે તેના મનને સમજાવી શકયો નહિ–તેનાં પગલાંજ જાણે જમીન સાથે સહકાર કરી જે ઉપર તે ઉભો હતો ત્યાં ચોંટી ગયાં. એમાં શું ? એમ બે ચાર મીનીટો વધારે તે મનોહારીણી સાથે તાહેલામાં ગુજારવાથી ખોટું શું થઇ જવાનું હતું ? તેણે તેનાં દીલને સંધ્યારો આપ્યો, અને વળી તે થોડો કાંઇ જાણીબુજીને તેને મળ્યો હતો ? તેઓની આ મુલાકાત તો સાવ અકસમાટીકજ હતી.

"તમે અહીં ચાલુ આવો છો ?" તેણે સવાલ કર્યો.

"હાજી; રોજ સહવારનાં, જ્યારે કુદરત ખુશાલીથી હસ્તી હોય ત્યારે."

"તમારો ધંધો ઘણો મઝાહનો છે." તેણે નાહેલું ગભડતું કરવાની મકસદથી કહયું-જરા વારે, સેહજ અચકીને, કેમજે આવી એક અંજાણી છોકરી સાથે વાતો કરવાનું તેને કુદરતી ઘણું ભારી લાગતું હતું—તે છોકરી કે જે તેનાં વર્ગમાંની એક ન હતી.

તે બાળા એ સમજતી હોય તેમ લાગ્યું; તેણીનાં સુખવાસી, નિષ્કલંક હોઠો ઉપર એક ફીકકું હસવું ધાઈ આવ્યું.

"બીજાં કશાંને ખાતરબી હું તે અદલબદલ કરૂં નહિ." તેણીએ ઘણાં રાંકપણાંથી જવાબ કર્યો.

"નહિ, અલબટ, નહિજ—તદન ખરૂં છે. એવા એક સુંદર ધંધાની હેરફેરી બીજા ધંધા સાથે કોણજ કરે, વારૂ?" લીઓનેલ બોલ્યો. "કુદરતે જે આપણને શીખવ્યું હોય અને જેને વાસ્તે આપણે નિરમાંન થયેલાં હોઇએ, તે સારી રીતે બજાવવાની આપણી ફરજ છે. તમે હસોછ, ડાફ્ન; મને કહો, કાંય?"

હું હીંમ્મત કરી શકતી નથી, સ્કવાયર," સુંદર ડાફ્ને જવાબ દીધો.

"પણ તમારે કેહવુંજ પડશે. જો તમે એ મીસાળ હસશો, તો માહરે તેનું કારણ જરૂર જાણવું જોઇશે."

વચન આપો કે તમો ગુસ્સો નહિ કરશો?",



## પ્રકરણ ૩ (ચાલુ.)

તે મધુરા હોઠો વાટેથી ગુસ્સો નહિ કરવાનાં વચન માટેનાં તે મીઠા શબ્દો બોલતી વખતે લીલાં પાદડાંઓની ગીચ ઘટા તળે, નિર્મળ સુર્યનાં રૂપેરી કીરણોમાં તે માહાઓખતાર જેવી ચેહરેનમુન સુંદરીએ કોઈ એવું દીલ ભેદી છેદી મેળે તેવું પીક્ચર રજુ કર્યું કે જવાન સ્કવાયર લીઓનેલ તુરબીલ તેણીને કાંઈ પણ વચન આપવા એકદમ તૈયાર થઇ ગયો.

"હું તાહરી સાથે ગુસ્સો નથી કરવાનો, ડાફ્ન; હું ગુસ્સે થઇજ કેમ શકું, વારૂ ?"

"તમે કહો છો કે જેને કુદરતે જે વાસ્તે તૈયાર કીધો હોય તેને તે ચીજ સૌથી સરસ રીતે કરી બજાવવી જોઇયે. હું આપણુને કુદરતે જે વાસ્તે તૈયાર કીધાંછ તેનાં તફાવતનો વિચાર કરી હસુંછ-મને કીરતારે તુરરાઓ તૈયાર કરવા બનાંવીછ અને તમને પૈસા ખરચવા સરજ્યાછ."

તે વિચિત્ર ખ્યાલથી તેને હસ્તું આવ્યું.

"પણ તું શું એમ ધારેછ કે પૈસા ખરચી જાણવા સીવાય ખુદાએ મને બીજાં કશાં વાસ્તે સરજ્યો નથી ?"

જવાબ દીધા અગાઉ તે રૂપસુંદરીનાં ગળાંમાંથી એક ઘણા ધીમા નિસાસાનો શ્વાસ બાહાર પડી ગયો.

"પૈસા હોવાનું અને પૈસા ખરચવાની છુટનાં સુખ જેવું સુખ હું બીજું કોઇબી વિચારી શકતી નથી. મેં એકફી વેળાએ ઘણાંમાં

ધણી પચ્ચીસ શીલીંગસ ખરચેલી છે; અને તે રકમ મને તો બા ઘણી મોટી લાગી હતી. તમારા જેવાનાં મનથી પચ્ચીસ પાંઉન્ડબી કુચ્છ બીસાદમાં નથી—ખરૂં કેની? લોકો તો કેહછ કે તમારી પાસે પૈસાના કુવા ભરેલા છે!"

"પૈસાનાં કુવા!" તે પાછો હસ્યો. "આજકાલનાં જમાનાનાં લોકો પૈસા કાંઈ કુવામાં ભરતા નથી. ડાફ્ન, શું તુને ઘણું ઘણું પૈસા મેળવવા ગમેછ?"

"નહિ," ડાફ્ને જવાબ કર્યો; " મને ઘણાં પૈસા નથી ગમતા; પણ માંહરી કને છે તેનાં કરતાં સેહજ વધારે મેળવવા મને ગમેછ. હું જાણુંછ, મને કાંઈ પૈસાની કીંમત કરી જાણતાં આવડતી નથી, પણ પૈસા જે સુખ અને આરામ આપી શકે છે તે મેળવવા હું આતુર છેઉં."

તેણે તેણીના બાપ માટે જે કર્યું હતું તે તે બાળાને કહી દીધું નહિ; તે પોતેજ જલ્દી પોતાંની મેળે શોધી કાઢી શકશે. અત્યાર અગાઉનું તેણે તેણીની હાજરીમાંથી જતાં રહેવું હતું; તે લગભગ અર્ધો કલાક થયાં ફાકટમાં તેણી સાથે ટાહેલાંઓ ચલાવતો ઉભો હતો. તેતે જતા રેહવું હતું; પણ તેનું મન માંન્યુ નહિ, અને બીજી ફકટ દશજ મીનીટ ત્યાં વધારે થોભી જવાની તેની લાલચને તે રોકી શકયો નહિ—સહવારની કુદરતની લીલાલેહરમાં તે ચેહરો એવો તો તાજો ને સુંદર લાગતો હતો કે ત્યાંથી ખસવાનું તેનુ મન થઇ શકયું નહિ—દશ મીનીટ વધારે, ફકટ દશ મીનીટ અને પછીથી તો તે ચાલી જવાનો હતો. તેણે તેણી આગળ દેવળને લગતી વાતો

કીધી; પછી વળી બાળકોને આપવામાં આવનાર એક વ્યાક્તને લગતો બધાં ટાહેલાંઓ ચલાવ્યા કીધાં. એમ કરતાં દશ મીનીટ પણ ખલાસ થઇ ગઇ અને વખત તો તેને એક મીનીટના જેટલો ટુંકો લાગ્યો.

"ગુડ બાય, ડાફ્ન," તેણે અંતે કહયું; અને ધીમા, મધુર, મંજુલ અવાજે જવાબ દેતાં સુંદર ડાફ્નની ચક્ષુઓ ભોંય ભણી ઝુકી પડી—

"ગુડ મૉરનીંગ, સ્કવાયર."

એ પછીનાં થોડા દીવસો બાદ લીઓનેલ ખેતરોમાંથી થઇને ઉતાવળ્યો ઉતાવળ્યો જતો હતો, કે જ્યાંથી એક ફાર્મ નામે "ધી ગ્લીબી"માં જવાતું હતું. તે ઘણી ઝડપથી ચાલતો હતો; કેમજે તે ધારતો હતો અને ઇચ્છતો હતો તેનાં કરતા ઘણી વધારે મોટી રોકાંણો તેને થઈ પડી હતી.

ગ્લીબી લેન નામના ગલીનાં નાકાં ઉપર એક ઘણું મોટું ચેસ-નટનું ઝાડ ઉભું હતું. તે આખાં ગામડામાં તેનાં કદાવર આંગ અને તેની સુંદરતાને લીધે ઘણું જાણીતું અને પંકાયેલું હતું. જ્યારે તે ત્યાં પુગ્યો ત્યારે તે જવાંમર્દ ત્યાં થોભ્યો—એક સીગારેટ પી લેવા ત્યાં થોભી જવા તેનું મન થયું. શું તે ખાસ તેની સીગારેટ સળ-ગાવી પીવા ત્યાં થોભી ગયો હતો? તે મેચીસ સળગાવતો તે રાક્ષસી દરખતની હેઠળ ઉભો, અને એજ પળે તેની પાછળ એક નરમ. ઝડપથી ચાલી આવતાં મખમલી પગલાંઓનો અવાજ સમજાયો. ઉતાવળે પછવાડે ફરી જોતાં તેણે ડાફ્ન વરનોનને જોઇ, તેણીની

સુંદર મુખમુદ્રા બન્ની આતશ માફક લાલ થઇ આવેલી હતી, વાળો બધા વેરવીખેર હતા અને આંખોમાં એક નમ્ર ઝળકતી, આંજી નાંખે તેવી લાઇટ ફ્લેહ મારી રહેલી હતી.

"સ્ક્વાયર તુરબીલ, હું તમારી સાથે કાંઇ વાત કરવા માગુંછ," તે માહાસુઓની માહસુએ પૂકાર્યું, "હું પાર્કમાં તમારી પુથે પુથે આવી હતી, પણ તમ એટલા ઝડપથી ચાલતા હતા કે હું તમને પકડી પાડી શકી નહિ. મેં તક ખોહી દીધી હતે, પણ સારૂં થયું કે તમે અંહી બીડી પીવા થોભી ગયા."

"હું ખુશી છેઉં કે હું થોભ્યો," સ્કવાયર તુરબીલે મગરૂર છતાં ખુશીથી હસીને કહયું.

તેણી ત્યાં ઉભી, કે જ્યાંથી સુર્યના પવિત્ર કીરણો તેણીના પ્રકાશીત ચેહરા ઉપર સીધા પડતા હતા અને તે ચેહરાને તે કીરણો મીસાળજ ઝલેહદાર બનાંવી દીધો. તેણીની નરમ ચક્ષુઓમાં આંસુઓ ઉભરાઇ આવ્યાં હતાં.

"હું તમારો ઉપકાર માનવા માંગુંછ," તેણીએ કહ્યું. "પણ મને સમજ પડી નથી શક્તી કે તે માહરે કેમ માનવો. કોઇબી જણે અમો ગરીબ બાપ દીકરીની કદી દરકાર અત્યાર અગાઉ કીધી નથી, તેથી આભારી કેમ બનવું તે હું જાણુની નથી; પણ તમે જે, બધી ભલાઇ માહરા ગરીબ પપા ભણી દેખાડી છે તે માટે હું માહરાં અંતઃકરણનાં સૌથી ઉંડા ભાગમાંથી તમારો ઉપકાર માનુછ. જ્યારે હું ઘેર ગઈતી ત્યારે એવણ બીચારા ખુશાળીથી મોટે મોટે રડતા હતા."

"પુઅર ઓલ્ડ મેન!" લીઓનેલે દીલસોઝીથી જવાબ દીધો–"એટલું બધું સુખ અને મઝાહ આપવા વાસ્તે મેં તો ઘણી તુચ્છ રકમ ખરચેલી કહેવાય."

"તૂચ્છ!" તેણીએ પોતાની ઝીણી આંખો પોહળી પટાક ખોળી નાંખી. "જો તમે વરસ દીવસે એંસી પાઉન્ડનાં પગારે બે માણસો રાખો, તો તમને માલમ પડે કે એકસો ને સાહથ કેમ થાય છે. મેં તમને હમણાંજ કહ્યું કે તમારો ઉપકાર કેમ માનવો તે મને આવડી શકતું નથી, પણ હું તમારી એટલી આભારી થએલી છેઉં કે તમારી આગળ ગુંથણ મંડીને પડી તમારા પગોને કીસી કરૂં, જો તેમ કરવા દેવાની તમે રજા આપી શકતા હોવ તો."

પછી મોટા મોતી સમાન ટીપાંઓ તેણીનાં બતાસા જેવા મધુર રોખસારો ઉપરથી સડીને ભોંય ઉપર પડયા. તે સ્કવાયરે એ લાગણીપુર્વક દેખાવ જોઈ પોતાનો એક હાથ તેણી ભણી લાંબો કર્યો.

"માઈ ડીયર ડાફ્ન, પ્લીઝ, ડોન્ટ ક્રાઇ," તેણે કહ્યું. "હું તાહરી આંખોમાં આંસુઓ જોઇ શકતો નથી. જો મેં તને ખુશી કીધી હોય, તો હું ઘણો સંતોષ પામ્યોછ. આખર કરેને, તુંને કાંઇ ઘણો આભાર માનવાની જરૂર નથી; કાંયજે જે મેં કીધુંછ તેનાથી હું એઃછું કદી કરી શકતે નહિ, અને એથી પણ જાસ્તી હું હજી કરવા ચાહુંછ."

"અમારા મનથી તો એ કેટલું બધું છે!" ડાફ્ન બોલી; "તમે સમજી શકતા નથી. હું જાણુંછ એમ માહરે તમારી પુથે પુથે આવવું નજ હતું–માફરા જુઠ્ઠા પતપતારાઓ સમજવા માહરે તમને રોકવા

નજ હતા. પણ તમારો ઉપકાર માન્યા વગર મને ચાલ્યુંજ નહિ. તમે માહરી સાથે ગુસ્સે તો નથીની ?"

"ઉલ્ટો, હું ખુશી થયેલો છેઉં; અને તાહરી સાથે વાત કરવામાં હું જરાબી રોકાતો નથી, ડાફ્‌ન, મને તાહરા ટાહેલામાં મજાહ મળેછ. હું જે એક આસામીને તું ચાહેછ તેને મદદ કરી શકયોછ તે વાસ્તે મને સુખ પ્રાપ્ત થાય છે." તેણે તેની સ્થિતિ અને સંજોગો પ્રમાણે ઘણી મોટાઇનાં મુરબ્બીપણાનાં દેખાવથી કહ્યું—તે દેખાવ કે જે તેને છાજે ઇંચ લાયક જણાતો હતો.

તેને મગરૂરીથી લાગ્યું કે તેની મીલકત ઉપરનાં દરેક જણ વાસ્તે તે પોતે જોખમદાર હતો, જે મીસાળ એક બાપ પોતાનાં બચ્ચાંઓ માટે હોય છે તેમ; આ જોખમદારીની મગરૂરી ભરેલી લાગણી તેનાં દીલમાં તે એમ ડાફ્‌ન સનમુખ ઉભો હતો ત્યારે વધતાંજ પ્રમાણમાં ઉતપન્ન થઈ. તેણી તેઓમાંની એક હતી, કે જેને સંભાળવા અને સાચવવાને તેની ખાસ વધારે કાળજીની જરૂર હતી. તે તેણી સાથે થોડીક મીનીટો વાત કરતો ઉભો; અને પછી તેણી તેને એખલો છોડીને જતી રહી, બધો તેને અંજાણપણે ખુશામદ કરી ખુશાળીથી રાજીરાજી કરી મેળીને—આખર કરે ને તે એક મરદ બચ્ચો અને જવાન હતો—તેણે તેણીની મીઠી ખુશામદથી ઘણી ગીલીગીલી ઉપજી અને આભારમાં બોલાયેલા તેણીના મીઠા પણ જુસ્સાદાર શબ્દોથી આનંદને મારે તેનું જીગર તેને ગળે આવી અટકયું !

"લોકોને સુખી કરવાનું આ ધરતી ઉપર સૌથી ખુશનુમાં છે," તેણે વિચાર્યું; પણ તે સુંદરીનાં મનમોહક ચેહરાને લીધે એ બધું

ખાસ કરીને તેને વધારે સુખી લાગતું હતું તે તો તેણે વિચારવાની તકલીફ લીધી નહિ.

બીજે દીવસે, તે જે ગલીમાંથી થઇને હારટલે જવાતું હતું ત્યાંથી પોતાનાં ઘોડા ઉપર સ્વારી કરીને જતો હતો તેટલાં તેણે ડાફનને સ્કુલ હાઉસને લગતા બગીચાનાં લાકડાનાં દરવાજાને અઘેલીને ઉભેલી જોઇ, કે જે વખતે તેણી તે હતી તે કરતાં પણ વધારે સુંદર નજરે આવી. જો તે છોકરી એખલી હતે તો તે પોતાનાં ઘોડા ઉપરથી નીચે આવતે અને તેણી કનેથી ફૂલોનો એક તોરો ખરીદયો હતે, કે જેમ કરવા તેને ઘણું ગમતું હતું, પણ એક જવાન ખેડુત, તેનો પોતાનો ભાડુત, તેણીની બાજુમાં ઉભો રહીને વાતો કરતો હતો. તેથી, માત્ર પોતાની હૅટને હાથ અડાડી તેણીને સલામ કરી તે જતો રહયો, જ્યારે ડાફન લજ્જાની મારી બધી રાતી થઇ આવી.

"તું સ્કવાયરને પીછાણેછ?" તેણીને સવાલ થયો.

"હું તેવણે આપેલા ફૅટમાં ગઈ હતી," તે રૂપસુંદરીએ નજર ઉથાવી ઉપર જોવા વિનાં ઉડાવનારો જવાબ કર્યો.

લીઓનેલ પોતાનાં ઘોડાને કુદાવતો આગળ નિકળી ગયો. છતાં, જોકે તેનાં વિચારો ધંધાદારી બાબદોમાં રોકાયેલા હતા તોબી, તે સુંદર પીકચર—એક મોટી ગારડન હૅટ સાથની તે પરીપેકર નાઝનીન—તેનાં મગજની સપાટી ઉપર તેની સાથેજ દોડતું હતું. આ કોઈ જવાનને તેણી સાથે એટલા બધા ઘરોઓપણાંનાં દેખાવથી વાત કર-

વાનો ફરજ શો હતો ? તેણીએ સંભાળ ભરેલી રેહવું જોઈએ. તેણીની કોઈ માં હતી નહિ; તેણીનો બાપ બીચારો દૂન્યાંને લગતું કાંઇબી જાણતો હતો નહિ, તેથી તેને લાગ્યું કે થોડીક માયા ભરેલી ચેતવણીનાં શબ્દો તેણીનાં કાંનમાં રેડવાની તેની પોતાની ફરજ હતી. તેણીએ તેને કહેલું હતું કે રોજ સહવારનાં ખેતરમાં તે ફનઝ એકઠા કરી લેવા આવતી હતી; ત્યાં તે વખતે તે જ્યારે એખલી હશે ત્યારે તેણી આગળ તે વાત કાઢવાનો તેણે ઠરાવ કર્યો.

તે ઘણો ખુશી થયો; તેણીને જે ચેતવણીનાં બેચાર શબ્દો તે કહી સમજાવવાનો હતો તેનાં ખ્યાલે તેને ઘણી ખુશી હાંસલ થઈ. તે ચળકતી ખુબસુરત આંખો કેવી તેનાં ચેહરા ભણી તે અજાયબીથી ઉપાડસે અને દરાખ જેવા તે મીઠા હોઠો ઉપર એક કેવું દીલપઝીર હસ્તું ફેલાઈ રહેશે ! તેણીને બચાવવાનાં, તેણીની કાળજી લેવાનાં, તેણીને ચેતાવવાના ખ્યાળમાં ખરેખર કાંઈ ઘણું મજાહ આપનારૂં હતું. બીજી સહવારે તે ઘણો જલ્દી ખેતરમાં ગયો. તે ભુળકી ત્યાં હતી, હાથમાં એક નાંની સુશોભીત બાસકેટ સાથે, કે જેમાં એકઠા કરી લીધેલાં ફર્નઝ તે વાંકી વળીને બહુજ તજુમલથી ગોથવતી હતી.

"ગુડ મૉરર્નીંગ, ડાફ્ન," તેણે તેણી તરફ જોઇ પૂકાર્યું; અને તે ફીરમજી ચેહરો, જે ઉપાડી તેણીએ તેનાં ભણી જોયું તે તેની સ્વચ્છતા અને નિર્દોષતામાં એટલો બધો સોદો, સુંદર, શીરીન અને બચ્ચાં સહી લાગતો હતો કે લીઓનેલ તુરબીલ પોતાની ચેતવણી લગભગ ભૂલી ગયો. તે બેદરકારપણાંથી એક ઝાડનાં મોટાં થડને પીથ કરી ઉભો, જ્યારે તેણી પોતાનાં ફર્નઝ ગોથવવામાં રોકાઇ.

"હું તાહરી સાથે થોડીક મીનીટો વાત કરવા માગુંછ," તેણે આયંદે જરા વાર રહીને કહ્યું; "તાહરી બાસકેટ મુકી દે અને માહરૂં સમજ."

ડાફ્ને તુરતજ તાબેદારીથી બાસકેટ ભોંય ઉપર મૂકી દીધી અને તેની સામે આવી ઉભી, તેણીની સુંદર ચક્ષુઓ અજાયબીથી પોહળી પટાક ખૂલી ગઈ હતી. તેણીનો મીઠો ચેહરો આતુરતાનાં આતશથી ભભુકા મારી આવ્યો હતો. તે પણ અચકયો–શીખામણ અને ચેતવણીનાં એકઠા કીધેલા શબ્દો એકદમ સડસડાત તેનાં હોઠો વાટેથી બાહાર પડી શકયા નહિ.

"બેસી જા," તેણે અર્જ, કીધી "આય મોટાં ઝાડની તૂટેલી દાંખલી ઉપર આપણાં બેઉ વાસ્તે બેસવાની પુરતી જગા છે."

તેની મીઠી દરાખ જેવી આંખો આશા ને આતુરતાથી તેનાં ભણી જોઈ રહી હતી, અને તે આશાવંત આંખો સાંમે તેનાંથી ટકાઇ શકાયું નહિ. તે તેની બાજુમાં બેસે તો, તેને લાગ્યું કે, તે વધારે સહેલાઇથી તેણીને બધુ કહી શકવાનો હતો

ડાફ્ને તેને જેમ ઇચ્છયું તેમ કીધું: તે તેની બાજુમાં બેસી ગઈ અને પોતાની આંખો તે કેથે દુરદુર થેરવવા લાગી, તેણીથી તેના ચેહરા ભણી જોઇ શકાયું નહિ.

"ડાફ્ન," તે જવાંન સ્કવાયરે ધીમેથી શરૂ કર્યું, "તાહરી માય નથી અને તાહરા બાવાજીને દુન્યાદારી વિષે કાંઈ ઝાઝી માહીતી નથી. મને ખબર છે; અને હું તેથી તને એક નાંની જેવી ચેતવણી આપવા માગુંછ. તું ગુસ્સો તો નહિ કરશે ની ?"

નહિ," તે રૂપસુંદરીએ જવાબ દીધો; અને તેણીનાં ચેહરા ઉપરની કીરમજી લાલી ત્યાંથી એકદમ નાબુદ થઇ ગઇ. શું એ બનવાજોગ હતું કે તેણીએ સ્કવાયરને નારાજ કર્યા હતા? "હું કોઇબી સાથે કદી ગુસ્સો કરતી નથી," તેણીએ ઘણાં દબાયળા અવાજે ઉમેર્યું.

તે નાજુક હોઠો લાગણીથી ફડફડ ઉડતા અને ધ્રુજતા હતા, જે જોઇ તેનાં દીલમાં ઘણું લાગી આવ્યું; પણ પછી તેણે જબરીથી ઘણાં નરમ અવાજે બોલવાનું ચાલુ રાખવાની કોશેશ કીધી.

"હું ફકટ થોડાજ શબ્દો તાહરાં પોતાનાં ભલાં વાસ્તે કેહવા ઇચ્છુંછ. હું તને એમ કેહવા માગુંછ કે જવાન માણસો સાથે વાત કરતાં ભર રસ્તામાં ઉભું રેહવાનું કાંઇ સારૂં નથી."

"કાંય નહિ?" તે મહાખુબે સવાળ કીધો.

"કાંય નહિ? કારણ કે તે સારૂં નથીજ. તેઓ બધી ખુશામદ કરેછ અને લલચાવનારી ચીજો બોલેછ, કે જે તાહરા જેવા કોમળ કાંનવાળી મધુરી વાસ્તે સમજવાનું સારૂં નથી."

"એમ?" તે મોટા વિચારમાં પડી બોલી.

"હવે, પેલો જવાન ખેડુતનો પોર્યો, જેની સાથે ઉભી ઉભી તું ગઇ કાલે વાતો કરતી હતી--તું એને ક્યાંથી ઓળખે?"

"હું તો અહીંથી દશ માઇલનાં વિસ્તારમાંનાં દરેક જવાન ખેડુતને ઓળખુંછ," તે બાળા જવાબમાં બોલી. "તે લોકો બધા માહરા બાવાજીની સ્કુલમાં શીખી ગયાછ."

"સાચ્ચી વાત છે, હું સ્કુલ વિષે ભૂલી ગયો. હા, ત્યારે તને જવાન શૅંડવૅલ સાથે સ્કુલમાંથી ઓળખાણ પડી હતી?"

"હા," ડાફ્ન બોલી; "જો હું બાગમાં ઉતરેલી હોંઉ તો એ લોકો બધા પસાર થતાં માહરી આગળ ઉભા રહી જઇને કાંઇની કાંઇ વાતો હંમેશાં કરેછ."

"એ કોઇમાં તાહરૂં વખાણનારૂં છે, ડાફ્ન?" તેણે પુછયું અને પુછતી વેળા તે પોતે એક જવાન છોકરી મીસાળ રાતો મારી આવ્યો.

"હું ધારૂંછ કે હું બધાંને વધતી ઓછી ગમુંછ," તે અબળાએ સાવ ભોળાઇથી જવાબ દીધો. "હું દરેક છોકરાની ફ્રેન્ડ છેઉં."

"વૅલ, જો હું તાહરી જગાએ હોંઉ, તો એમ છોકરાઓ સાથે બગીચાનાં દરવાજા આગળ કે રસ્તે મોહલ્લે ઉભો રહીને કદી પણ વાતો કરૂં નહિ. એક જવાન છોકરી કાંઇ હમેશાં ઘણી સાવચેત રહી શકતી નથી. તુંને ખબર છે, ડાફ્ન, તું પોતે ઘણી--ઘણીજ ખુબસુરત છે તે?"

"ત્યારે હું--ઓહ! હું કેવી ખુશી છેઉં કે તમે એમ વિચારોછ!" તે બાળક જેવી અબળાએ નિર્દોષપણે પૂકાર્યું.

"હા; પણ એક ઘણાં ખુબસુરત ચેહરાવાળી છોકરીએ એક સાદા દેખાવ વાળી છોકરી કરતા ઘણું વધારે સંભાળભર્યું રેહવું જોઇયે. હું કાંઈ તને એમ નથી કેહતો કે તાહરે એકદમ વાતો કરવાનું છોડી દઇ પેલી નખરાંખોરીઓ મીસાળ કરવું, પણ માહરે

જે તને એક ચેતવણી આપવીછ તે એટલીજ કે જે માફક છુટથી તુ જવાન છોકરાઓ સાથે રેહછ તેટલી બધી છુટ તાહરે તે લોકો સાથે લેવી જોઇએ નહિ–તે છોકરાઓ કે જેઓનાં મનમાં વિચારો હોતા નથી."

"વિચારો ? વિચારો શાંના ?"

"તાહરો હાથ લગનમાં કબુલ કરવાનું પૂછવાનો," તેણે જવાબમાં યાહોમ કહ્યું, પોતાનાં શબ્દોનો મીનીંગ બરાબર સમજવાની દરકાર કીધા વગર.

"પણ હું કાંઇ પરણુવા માંગતીજ નથી !" ડાફ્ને ગુસ્સાનાં આંજુઓ રડી દેતાં પૂકાર્યું.

"માહરી વાહાલી છોકરી—એમ નાં કર. હું કાંઈ તુને ઠપકો આપતો નથી. હું તો ફક્ટ તને ચેતાંઉછ, જે મીસાળ એક વડો ભાઇ કરે તેમ. હું તને શીખામણ દેઉછ, અને તું તો રડેછ !"

"પરણુવા વિષે મેં કદીબી વિચાર્યું નથી," ડાફ્ન ડચકાંઓ ખાતી બોલી. "અને હું પોતે કાંઇ એ બધાંઓને વાત કરતી થોબાડતી નથી."

તે મોતી સમાન ટીપાંઓ, તે ધ્રુજતા હોઠો, તે ડચકાંઓ કે જે સીદ્ધાં તેણીના જીગરમાંથીજ બહાર આવતાં હતાં તે બધુ તે જોઇ કે સહન કરી શકે તે કરતાં ઘણું જયાદા હતું. તેણે તેણીનાં બને હાથો પોતાનામાં લઈ લીધા.

"ડાફ્‌ન, તું રડ નાં," તે માયાથી બબડયો. "તુંને એમ રડતી જોઇ હું બધો કંગાળ બની જાઉંછ."

તે સુંદર, આંસુઓથી ભીંજાઇ ગયેલો ચેહરો તેની એટલી બધી નજદીક હતો—તે મીઠડો, લલચાવનારો, તાજો, રૂપસુંદર મુખડો તેની એટલો લગોલગ હતો-કે, કહો ભલા વાંચનાર, તેને દીલસોઝીથી ચુંબન કરવાની લાલચને તે કેમ અટકાવી શકે?

તે વાંકો વળ્યો અને મીઠી ડાફ્‌નને માત્ર સધ્યારો આપી ચુપ કરવાનાં ગંભીર ખ્યાળે તેણે તેણીનાં હોઠો ઉપર એક કીસ કીધી. અફસોસ! તે માત્ર એક કીસ હતી, મગર ભવિષ્યની સૌથી મહાભારત ખાનાંખરાબીનું તે વખતે એક કેવું બીજ રોપાયું હતું તે અત્રે એમાંનું એક જણ પણ જાણી શકયું નહિ!

# પ્રકરણ ૪.

લીઓનેલ તુરબીલ એ પછી એકાદ અથવાડીયાનાં અરસા બાદ પોતાના પાર્કના દરવાજાને અઢેલીને ઉભો હતો, કે જ્યારે તેનું ધ્યાંન એકાદ નાનાં ટોલકાં જેવી દેખાતી ચીજ ભણી ખેંચાયું. તેમાં ત્રણ નાનાં ભુલકાંઓ હતાં, એક શોકના સીહા પોષાકમાં સજ્જ થયેલી ડોસી, અને તેણીની સાથે-આહ, ચોકકસપણે, ડાફ્‌ન હતી. હા, તે ડાફ્‌ન હતી; અને તેણે તેણીને તે સહવાર કે જ્યારે તેણે તેણીને ડાહપણ રાખવા ઉપર એક લેકચર આપ્યું હતું અને તે વખતની મીલાકાતની આખેરી એક દીલસોઝીભરેલી કીસીથી આવી હતી તે

પછીથી જોઇ હતી નહિ; તે પરીપેકર નાઝનીનને તેની નજદીક આવતી નિહાળી તેનો જવાન આશાવંત ચેહરો લજ્જાથી બધો લાલ થઈ આવ્યો. તે કીસ–તે નબળાઇ–તેણે તેની શીલસુશીભરેલી આંખે તેની પડતી માની લીધી હતી, જ્યારે મીઠી ડાફ્ને તો તે કીસને કાંઇ બીજીજ લાઇટમાં લેખી લાધેલી હતી.

આ નાના ગ્રુપનો મીનીંગ શું?—તે બાળકો સારી રીતે ડ્રેસ થયેલાં હતાં, તે બુચ્યા મોટે મોટે ફેકેફેક મુકીને રડતી હતી અને ડાફ્ન તે બાપડીને સધ્યારો અને ઉત્તેજન આપતી દેખાતી હતી; તે તેઓ વાસ્તે તેઓને નજદીક આવવાની રાહ જોતો ઉભો, અને થોડી મીનીટના અરસામાં તે સઘળાં તેની અતરાફમાં ફરી વળ્યાં. ડાફ્ન 'સ્પોકસ વુમન' (તેઓ સઘળાં તરફથી બોલનાર) હતી; તેણીનો ચેહરો ગુલાબ મીસાલ લાલ થઇ આવેલો હતો—શું તેણી તે કીસ હજીસુધી યાદ રાખી શકી હતી?–પણ તેણી તો હંમેશ મુજબજ તમામ શાંતીથી અને અદબઅદાથી બોલવા લાગી, જાણે તે તેણી આગળ સ્વીટ હાર્ટસ વિષે કદી બોલ્યો ન હોય કે તેણીને કદી કીસ કીધી નહિં હોય.

"ઇફ્ યુ પ્લીઝ," તે મનોહારીણીએ કહયું, "આ મીસીસ રીચડર્સ છે, આઉટ ફાર્મવાળાં અને તેવણ તમારી સાથે કાંઇ વાતો કરવા માંગેછ."

ઘરડી મીસીસ રીચડર્સે જમીન સુધી વાંકી વળી નમન કર્યું; તે બાપડી કંઇકથી બીહ ગયેલી લાગતી હતી.

"જો, સ્કવાયર," તે ઘરડી બોલી—"જો, સ્કવાયર, ડાફ્ન વરનોન જે માંહરે બદલે કહે તે—"

તેણે એક દીલજીત હસવાં સાથે તે મનોહારીણીના નાજુક આકાર ભણી જોયું અને જાણે તેણીને બોલવા કહેતો હોય તેમ પોતાની આંખો તેણી ઉપર થેડવી.

ડાફ્ને શરૂ કર્યું:

"મીસીસ રીચડર્સે કાંઇ એવું સમજેલું છે કે જેથી એવણ બીચારાં ઘણા દુ:ખી થઇ જવા પામ્યાછ." તે સુંદરીએ પોતાની તેજસ્વી ચક્ષુઓ ઉપાડી ઉપર જોવા વીનાં કહયું. "મેં એવણને કહયું કે હું તદન ખાત્રીપુર્વક હતી કે જો એવણ પોતે આવશે અને તમારી આગળ પોતાની હકીકત રજુ કરશે તો તમે એવણને જણાવ્યા વગર રહે-વાના નથી કે જે બીના એવણ બીચાંરાંએ સમજી છે તે સચ્ચાઇથી ઘણી વેગળી છે."

લીઓનેલ તુરબીલ ગુંચવાતો જણાયો.

"આહ, ખુદાને ખાતર, સ્કવાયર," તે કાંઇ બોલે તે અગાઉ તે બુઢ્ઢીએ ડચકાંઓ વચ્ચે બરાડ પાડી, "મને જણાવો કે એ બિનાં સાચ્ચી નથી."

તે બુઢ્ઢીના ઠાકેલા, કંટાળેલા, બીહવેલા રડતા ચહેરા અને તે દીલચસ્પ મધુરીના મીઠા, ધ્રુજતા, દીલસોઝ હોઠો ભણી એકજ નજર ફેંકતાં તે જવાન સ્કવાયરનું હ્રદય દયાથી પીગળી ગયું.

"એ શું બાબદ છે, ડાફ્ન? તેણે માયાળુ અવાજે પુછયું—"તું મને કેહ."

"મીસીસ રીચડસના ધણીએ જ્યારે એવણુ ઘણા જવાન હતા ત્યારે લગભગ પચાસેક વરસની વાત ઉપર આઉટ ફાર્મ ખરીદ્યું હતું." ડાફ્ને તે બુડ્ઢીની કેરીયત કહેવાનું શરૂ કર્યું. "લોકો કેહછ કે તે વખતે એ જમીન ઘણી કંગાલ હાલતમાં હતી, પણ તેવણે પોતાનું જે બધું હતું તે ખરચી નાંખી તેને ઘણી રળીયામણી અને ફળદ્રુપ બનાવી હતી; તેવણ પોતાની આખી જીંદગી દરમીયાન ત્યાં રહ્યા હતા અને પછી તેવણનો છોકરો તેવણની પાછળ આવ્યો. પોતાના બાપનાં મોહત પછી તે થોડા અરસામાં પરણ્યો, પણ પોતાની માતાની સાથેજ ત્યાં રહ્યો; અને તે માતા, આ ભલાં મીસીસ રીચડર્સ, તે ધણીઆણી કરનાં ત્યાં વધારે હકુમતથી રહ્યાં છે. આ નાનાં ભુલકાઓ તે બિચારાના છે. તે પણ મરી ગયો; અને હવે ત્યાં એ બાળકો સાથે તે બેઉ વિધવાઓ રહે છે."

"હું સમજ્યો, ડાફ્ન," સ્કવાયર તુરબીલે કહ્યું, "વારૂ, પછી?"

"એ બેઉ વિધવાઓ અત્યાર સુધી દરેક કોમળ કાળજીથી તે ફાર્મને મેનેજ કર્યું છે," તે કોમળાંગીએ જારી રાખ્યું. "દર વરસે પાક ઘણો સુંદર ઉગતો હતો. ઢોરઢાંખર પણ ઘણી આબાદીભરેલી હાલતમાં રહેતાં હતાં ને સર્વ કોઇ સુખી ને સંતોષી હતાં, કાંયજે બેઉ બાઇઓ ઘણી કરકસર ને સંભાળથી પોતાનો સંસાર લઈ ચલાવતી હતી; પણ હવે–"

તે નાઝનીન બોલતી અચકી ગઇ અને કમનશીબ મીસીસ રીચડર્સના ડચકાંઓનો અવાજ બેવડા જોશથી સમજાયો.

"હવે," ડાફને ચલાવ્યું, તેણીનાં માહઓખતાર જેવા સુંદર ચેહરા ઉપર સેહજ ફીકાશ સાથે, "કોઇએ એ બેત્રે બાપડીઓને કહ્યુંછ કે તમે એ લોકથી ભાડુતો તરીકે સંતોષ પામ્યા નથી અને તેથી તે ફાર્મ છોડીને એ લોકને જતુ રેહવું પડવાનું છે."

"એમ કોણે કહ્યું?" લીઓનેલ પુછયું, તેનો રૂઆબદાર ચેહરો મોટા ગુસ્સાથી કાળો થઇ આવ્યો.

"કોઇને પણ ખબર નથી કે એ અફવા કેમ અને કયાંથી શરૂ થઇ અથવા તે કેમ ફેલાઇ જવા પામી," ડાફન બોલી; "તે આ ગરીબ લોકોનાં કાને આવેલી છે; પણ મેં તો એ લોકને પેહલ્લેથીજ કહી દીધું કે હું ખાત્રીથી જાણુતી હતી કે તે અફવા જુઠી છે; તેથીજ મે મીસીસ રીચર્ડસને તમને જાતે મળવા સમજાવ્યાં અને સાથે છોકરાંઓને પણ લઇ લેવા કહ્યું, કેમકે તમે એ લોકોને જુઓ."

"તેં સારૂં કીધું ડાફન; તેં મને સારી રાતે જડજ કર્યો. ગ્રેટ હેવન મેં કદી પણ એવું તે શું કર્યું છે અને બોલ્યો છું કે લોકો માહરે વાસ્તે એવું વીચારવાની હીમત કરેછ કે હું બે ગરીબ વીધવાઓને તે લોકોનાં સુખ્યાંરાં ઘેરબારમાંથી હંકારી કાઢી તેઓને ઘેરબાર વગર નાં કરી મુકું?"

તે તે વીધવાની નઝદીક ગયો અને ઘણાં દીલસોઝ હાવભાવથી તેણીનો બરડો પસવાડયો.

"તમે શા માટે બીહીક રાખી?" તેણે ભલમનસાઇથી કહયું: "શું તમે એમ ધારી લીધું કે માહરી પોતાની પણ એક માં હતી એ હું

વીસરી ગયો છું? તે વહાલી મરનારને ખાતર દરેક બાનુઓ માહરા મનથી વહાલી અને પવીત્ર છે. હવે મોટાંમાંય, વધારે વખત ના રડો. હું કાંઈ ફક્ત એટલુંજ વચન નથી આપતો કે તમને તમારાં ઘેરમાંથી હંકારી કાઢવામાં આવશે નહીં, પણ તમને ત્યાં રહેવા વાસ્તે હું તમને દરેક રીતે મદદ કરીશ. હું તમારો મીત્ર છેઉં, દુશ્મન નહીં. એક ડાહયા માણસે મને કહયું હતું કે એક ભલો ધરધણી તેનાં બાકુતોનો મીત્ર અને બચાવનાર છે."

મગરૂરીથી ફફડાવેલા માથાં અને માયાથી ઝલેહ મારી રહેલી આંખો ને હસતા હોઠો સાથે તે એવો ઉમદા, એવો ખુબસુરત અને એવો તો દીલજીન લાગતો હતો કે ડાફ્નને લાગ્યું કે તે દરેક વખાણ, પુંજા પ્યાર અને ફીદાગીરી વાસ્તે ઇચેઇચ લાયક હતો. તેના બોલવાનો સ્વચ્છ ધ્વની હવામાં મોટા પડઘા પાડી રહયો હતો.

"મમઇ, એકબી વધારે આસું પાડતા ના," તેણે કહયું "જાઓ ઘેરે જાઓ, તમારી વહુ આગળ અને એવણે પણ જણાવીને ખાત્રી આપજો કે જયાં સુધી તમો ચાહશો ને જીવશો ત્યાં સુંધી ફામમાં રહી શકશો અને તમારો ઘેર વાળો તમારો દુશ્મન નહી પણ એક સાચ્ચો મીત્ર અને જાની સલાહકાર છે."

તે બુઢ્ઢી ડોસીએ પોતાનાં બંને ચીમરાયેલા, સોરાયેલા, નાતવાન હાથો લાંબા કર્યા અને આકાશ ભણી તેણીનો વૃદ્ધ ચેહરો ઉપાડી ખરી દીલસોઝીનાં જોશથી બોલી.

"ખુદા એને સુખી રાખે, અને જ્યાં સુધી એ જીવેજાગે ત્યાં સુધી એનાં માથાં ઉપરથી દુઃખનો બોજો હંમેશાં દુરનો દુર રહે!"

તેણીની દુઃવાઓનાં ને કલામે તેણીને અને તેને પછીથી ભવિષ્યમાં કેવા યાદ આવનાર હતા!

સ્કવાયર તુરબીલે તે દરેક બચ્ચાંને પોતાની આગળ બોલાવી, તેને પ્યારથી પસવાડી, દરેક હાથમાં એકેકી ગીની મેલી.

"જાઓ, મમઇ, ઘેર જાઓ," તે સંખ્યારો આપતાં બોલ્યો, "અને આવતી કાલ શું લાવેછ તેની રાહ જોતાં બેસજો."

ડાફ્ન ત્યાં એકાદ પળ વધારે અચકી; તેણીને આ જવાન હીરો જેની સખાવત બાદશાહી હતી તેને પોતાની તરફનાં કાંઇ પણ શબ્દ કહ્યા વગર છોડીને જતા રહેવા ગમ્યુ નહિં.

"એવણુને અહીં લાવવા મેં નેક કીધું કેની, સ્કવાયર?" તેણીએ બચ્ચાં સહી મનોહરતા ને નિર્દોષતાથી સવાલ કર્યો.

"નેક કરતાં પણુ જ્યાદા, ડાફ્ન," સ્કવાયરે જવાબ કર્યો—"જ્યારે પણુ માહરે માટે કાંઇ એવું બોલાતું સમજાય ત્યારે એમજ કરજે. માહરી ફકત એકજ ઇચ્છા છે, અને તે માહરી એસ્ટેટ ઉપર રેહતાં દરેક જણુને સુખી ને સતોષી જોવાની છે."

ડાફ્ન, એ પછી, તે બુઢ્ઢી આગળ ઝપાટાબંધ દોડી ગઇ, કે જે બાપડી જેટલા જોશથી પોતાનાં દુઃખ વાસ્તે રડી હતી તેટલાંજ જોશથી હવે પોતાનાં સુખ વાસ્તે આંસુઓ ખેરવી રહી હતી.

" હા, ડાફ્ન, એ ઘણો દેખાવડો જવાન માણસ છે; એ એક રાજા જેવો ભલો અને ઉદાર છે. એણે મને નમન કર્યું, એક કંગાળ ગરીબ બુઢ્ઢાને નમન કર્યું, જાણે હું કોઇ મોટે ઘેરની હોઉં! એનું જીગર સોનેરી છે. ખુદા, એને જીવતો અને સુખી રાખે, ડાફ્ન! લોકો કેહતાં હતાં કે જ્યારે એને સ્પીચ કીધી હતી ત્યારે એ બોલ્યો હતો કે આપણી વચ્ચે કાંઇ પણ નાંમોશી વગર એ જીવવાનો હતો–શું એ ખરૂં છે?"

"હા,એમ એવણ બોલ્યા હતા," ડાફ્ને જવાબ દીધો.

"અને તે પ્રમાણે એ જરૂર કરશે," તે બુઢ્ઢીએ ખાત્રીથી કહ્યું. "કોઈ પણ ગમખ્વારી, કોઈ પણ નાંમોશી તેનાં સુંદર તતણખાર શીરને ઝુમાવી દેવાની નથી. એ તને ઘણી સારી રીતે ઓળખતો લાગેછ, ડાફ્ન?"

"હા," ડાફ્ને જવાબ દીધો, કાંઇક મગરૂર થતા જીવે; "એવણ માહરા પપાને મળવા આવેછ અને હું વારંવાર એવણના સમાગમમાં આવ્યા કરૂં છું.',

એક ગરમ લાલી તે મીઠા ચેહરાને ભભુકાદાર બનાંવી રહી–તેણીને ખ્યાલ ગયો કે જો તે બુઢ્ઢી જાણે કે તે ઉમદા સ્કવાયરે પોતે તેણીને સ્વીટહાર્ટઝ વાસ્તે ચેતવી હતી ને તેણીના હોઠો ચુમ્યા હતા, તો શું વિચારે? મીસીસ રીચડર્સ તે બાળા ભણી ફરી અને તેણીનાં બંને કોમળ કરો પોતાના હાથોમાં લીધા.

"માહરે પેહલ્લાં તે બારે હકતાળાનો ઉપકાર માનવાનો છે," તે બોલી. "પછી સ્કવાયરનો અને પછી, દીકરી, તાહરો. હું પોતે

એખલી તો કદી પણ હીમત કરીને સ્કવાયર આગળ જઇ શકી હતે નહિ. હું તાહરી કેટલી બધી આભારી છેઉં !"

"તમે એખલાં જતે તોબી તમને ઓછો તો આવકાર મળ્યો નજ હતે." તે રૂપસુંદર બાળાએ જણાવ્યું: "હું એવણને ઓળખતી થઇ છું અને તેથી મેં તરત જાણ્યું કે એ કદી પણ સાચ્ચું હોઇ શકેજ નહિ તમે માહરી તરફ એટલી બધી ગંભીરાઇથી શા વાસ્તે જોઇ રહયા છો, મીસીસ રીચડર્સ ?"

"માહરી વાહાલી દીકરી, હું વિચાર કરૂંછ. તું માહરા તરફ ઘણી ભલી થએલી છે, અને તેના બદલામાં હું તને સલ્લાહનો એક સખુન કેહવા માંગુંછ. હું તેમ કરૂ ?"

"હુ ઘણી ખુશી થવશ," ડાફ્ને જવાબ દીધો; અને તે પોતાનાં મનથી અજબ થઇ કે હાલમાં બધાંજ તેણીને શા વાસ્તે સલ્લાહ આપવા ઉલટી પડયાં હતાં ? એ કાંઇ નવું અને નવાઇ જેવું તે નિર્દોષતાના એક બીજાં સ્વરૂપને લાગ્યું.

"ત્યારે તો માહરા મનમાં જે છે તેજ હું બોલશ," તે ડોસીએ જારી રાખ્યું "તું એક ઘણો ખુબસુરત ચેહરો ધરાવે છે, માહરી વાહાલી, અને એક ખુબસુરત ચેહરો ઘણી ધાસ્તીભરેલી ભેટ છે. દીકરી, માહરી સલાહ માન્ય રાખ અને આ સ્કવાયરથી દુર રેહવાની કોશેશ કરજે. તે સોના જેવો સારો અને લોખંડ જેવો સાચ્ચો આસામી છે, છતાં આખર કરેને એ જુવાન છે ને જુવાનીની દિવાન્યતમાં તણાઇ કાંઇબી કરવા લલચાઇ જાય એમાં શક કે સુબેહ જેવું કાંઇએ નથી."

તે સુંદરી દુ:ખી જેવી લાગી.

" હું કદી એવણને શોધતી જતી નથી," લાગણીથી ધ્રુજેલા અવાજે તે માહાપ્રુએ કહ્યું: "જ્યારેબી અમો મળ્યે છીયે, ત્યારે ફક્ટ અકસમાટીકજ."

" સૌથી સરસમાં સરસ માણસો પણ એક મનમોહક મુખડાને લીધે પડેલા છે," તે ડોસીએ વધતી ગંભીરતાથી કહ્યુ: "કીંગ દેવીડ સૌથી ઉત્તમ આસામી હતો, સામસન સૌથી બળવાન હતો, છતાં એક અબળાની સુંદરતાનાં ખેંચાણ અને આકર્ષણ આગળ તેઓ તૂટેલી દાંખલી જેવાં થઇ પડયાં હતાં. આપણો સ્કવાયર એક ભલો, આબરૂદાર અને નેક માણસ થવા ચાહે છે. ડાફ્ન, તાહરો સુંદર મોહક મુખડો તેને લલચાવે તેમ ના થવા દેતી! તેની નજરમાંથી અને તેની આગળથી દુરની દુર રહેજે, જો તું ડાહપણવાળી હોય તો."

" માહરો ચેહરો તેને કેમ લલચાવી શકવાનો હતો?" ડાફ્ને કહ્યું; તે બાળાની આંખોમાં એટલું બોલતાં કચવાત અને બીહકના આંસુઓ ધાઈ આવ્યાં.

" કેમજે તે ઘણો મનમોહક છે, અને જ્યારે તું હસે છે ત્યારે તું એક ફરેસ્તા જેવી લાગે છે, માહરી વાહલી, તે તદન જવાન છે અને તેનો પોતાનો ધણી છે; એવું કોઇબી જણ નથી કે જે એને કાંઇબી ચીજ કરવા ના પાડી શકવાનો છે અને એને સલાહ આપી શકવાનુ નથી. તે તાહરી વખાણ કરે અને તાહરી સાથે વાતો કરે, કાંઇ પણ હાની પુગાડવાની મકસદ વગર. અને તોબી તેમાંથી જરૂર કાંઇ નુકશાનકારક બનવા પામશે એમ હું માનુછ."

"કાંઇબી ચીજ કાંઇ નુકશાનકારક બની શકવાની નથી–તમારે એ બોલવાનુ લાજમ નથી !" ડાફ્ને પુકાર્યું.

"હું તને ચીરડવવા માગતી નથી, માહરી વહાલી, પણ હું જાણુંછ–હું ખાત્રીથી જાણુંછ. હું પણ જવાન હતી, અને માહરી જવાનીમાં મેં ઘણા ગમખ્વારી ભરેલા દેખાવો જોયેલા છે. મેં તાહરા જેવી ભલી અને સુંદર છોકરીઓ જોએલી છે, ઘણાક જવાન સ્કવાયર જેવા ઉમદા ને નેક માણસો, કે જે ખોટી રીતે ઉતરી પડેલા ને દુખી થઇ ગયા છે. હુ તે જાણુંછ અને જાણીનેજ આ માહરો અનુભવ તને કેહું છું. મને તને વખતસર ચેતવવા દે કે એની સાથે ભેળાવા અને એને મળવાનુ તું પસદ ના કર–મનથી એવી ઇચ્છા પણ ના રાખ."

"હું એવી કોઇબી ઇચ્છા રાખતી નથી," ડાફ્ને કહયું, પછી તેણીનું અંતઃકરણ દંખ્યું, અને તેણીને યાદ આવ્યું કે હરેક વખતે જયારે પણ તે ખેતરમાં દાખલ થતી હતી ત્યારે તેણીએ તેને જોવાની અને મળી જવાની ઇચ્છા કરી હતી.

"તુ કદાચ મને ખતપતખોરી ને ખણખોડખોરી માંની લેશે; પણ માહરી વહાલી, હું એવી સેંકડો છોકરીઓને જાણુછ, કે જે બીચારીઓ પોતાનુ સત્યાનાશ વળી જતું અટકાવી શકી હતે, જો તેઓએ તેઓને પ્યાર કરતા આવેલા મરદોમાં જયાં સુધી તે લગન કરવાની વાતો કરે નહીં ત્યાં સુધી વીશ્વાસ મેળ્યો હતે નહીં તો. એજ ખરી કસોટી છે. જો એક મરદ તને તેની ધણીઆંણી બનવાનું પુછે તો તે તદન વાજબી ગણાય; જો તેમ ન કરે અને તાહરી જુદી જુદી ખુશામદો

કર્યા કરે, તાહરાં વખાણો ગાયા કરે અને તને અવારનવાર મળ્યા કરે—તો ચેટેલી રેહજે કે, તેમાંથી કાંઇ પણ સારૂં પરિણામ આવવાનું નથી. એવી ઘણી મનમોહક બાળાઓ થઇ ગઇ છે, કે જે બાપડીઓ જવાનીમાંજ ખાનાખરાબી સેહવી માર્ગે લાગી ગઇછ; પણ ફક્ટ જો તે લોકોએ તેઓને કેહવામાં આવેલી વખતસરની ચેટવણી ઉપર ધ્યાંન આપ્યું હતે તો એવા કરૂણારસીક ફેજમાંથી જરૂર પોતાંને બચાવી લઇ નમુનેદાર માતાઓ અને ધણીઆણીઓ પુરવાર થએલી હતે."

"આટલી બધી માહરી કાળજી લેવા વાસ્તે તમે ખરેખર ઘણાં ભલાં છો," તે માહાબુઓની માહાબુએ ઘણી નમનતાઇથી જણાવ્યુ: "તમે જે જે બધું મને કહેલું છે તે હું ચોકકસ યાદ રાખશ."

અને તેઓ છુટાં પડયાં—તે દીલસોઝ બુઢ્ઢી અને તે જવાન રૂપસુંદરી.

અફસોસ! પણ કેટલા નજદીકના ભવિષ્યમાં એ ચેતવણીના સખુનો તે બંને જણીઓને પાછા યાદ કરવાના હતા? શું ડાફને તે બાઇની ચેતવણી માન્ય રાખી? જો તેમ હોય તો, તે શા વાસ્તે ત્યાંની ઝાડોની ઘટામાં વધારે વાર થોભી, કે જ્યાંથી રકવાયરનો પસાર થવાનો સરેસ્તો હતો?

ખુદ મીસીસ રીચડર્સ પોતે પણ કેટલું થોડું જાણતાં હતાં? અરે, શું તેણે પોતે પણ તેને ચેતવણી આપી ન હતી અને જવાન મરદોથી સંભાલેલી રેહવા કહ્યું નહોતું? એ સાચ્ચી વાત હતી, તેણે તેણીને ફીસી કીધી હતી; પણ તે તો સાવ અકસમાટીક હતું, તે

ફરી પાછું કદી બનવા પામવાનું હતું નહિ, તેની સાથે તેને કશું લાગતું વળગતું પણ ન હતું; જો તેણીને ગમે તો તે કાંઇ નહિ પાછી તેને મળે ભેટે ? તે બધું નોનસન્સ હતું–મુદ્દાંઓ તો બીહકનું માર્યું એવું તો કાંઇનું કાંઇ પણ બોલે. સ્કવાયરને કોઇ કવચીત અચાનક મળી જવામાં અને તેના સાથના દીલખુશ તાહેલામાં બે ચાર પાંચ પળો ગુમાવ્યાથી નુકશાન શું જ થવાનું હતું ?

ને ભુળકી ઘરે ગઇ, અને જ્યારે તેણીએ જાણ્યું કે સ્કવાયરે બુઢ્ઢી મીસીસ રીચડર્સ વાસ્તે ત્રણ સુંદર ગાગો અને દજનબંધ મરઘાં બટકાંઓનો એક ટોપલો ભેટ તરીકે મોકલી આપ્યો હતો ત્યારે જે ખુશીનો ઝણઝણાત તે કોમળ તનબદનમથી પસાર થઇ ગયો, તેનું વર્ણન કરવું બેજા છે !

આહ ! હાલમાં તો સૌ ભલે બોલે–"ખુદા સ્કવાયરને તેનાં આશી-ર્વાદ આપો !" પણ ભવીષ્યની વાત કોણે જાણી છે ?



## પ્રકરણ ૫.

વિનનો મોટો હોલ આજે વેળા ઘણો એકાંતમય અને તેથી કરીને તેનાં મોટાંપણાંને લીધે કરડવા આવે તેવો લાગતો હતો–ખાસ કરીને સમી સાંજનાં, કે જ્યારે પરવાડી સરવાડીને પોતાની આખા દીવસની થાક ઉતારવા દરેક જણ કયાંનું કયાં નિકળી ગયેલું હોય છે. આખા દીવસના અરસામાં લીઓનેલ પાસે પુરતું કામ રહેતું હતું,

બલ્કે પુરતાં થાંને પણ જ્યાદા; તેની કને કદી પણ એકાદ મીનીટ ફોકટની ગુજારવા વાસ્તે ફાજલ પડી શકતી ન હોતી. તે એક "લેન્ડલૉર્ડ" તરીકે ઘણોજ ઉદ્યોગી, ઉજમી અને ઉમંગી આસામી હતો; તે એ દીશા તરફની તેની ફરજ જરા પણ હાકયા કે કંટાળ્યા અથવા તો થોભ્યા કે અચકાયા વગર ગુપચુપ સૌથી સંગીન અને સંપુર્ણ રીતે બજાવ્યો જતો હતો. તેના બપોરના ખાવાના કલાકો તદ્દન અચોકસ હતા, જોકે રાત્રે ડીનર તો તે વખતસર સાત વાગે લઇ શકતો હતો. પણ, ઉનાળાનાં લાંબા દીવસો દરમ્યાન તો તેના હાથમાં વખત ફાજલ પડી શકતો હતો.

એખલું એકાંતમાં બેસીને દખુસાઓ ગળવાનું કેટલું અણગમતું હોય છે તે તો જાણીની વાત છે, અને બાપડો લીઓનેલ તે કડવા અનુભવનો એક ભોગ હતો; જમતી વેળા, તેની સાથે આખા દીવસનાં બનાવોને લગતી વાતો કરવાવાળું કોઈ ન હતું. તે મોટો ડાઇનીંગ રૂમ બધો ખાલી ખાલી, એખલો એખલો, અંધારો, તજનયેલા તરછોડાયેલા જેવો લાગતો હતો. ત્યાં કોઇ સુંદર, તાજા, ઓળખીતા ચેહરાઓનાં પ્રકાશની ખાસ કરીને જરૂર જણાતી હતી. લીઓનેલ પોતે એક ઘણો ઉદ્યોગી અને ઉલટવાળો આસામી હતો; તેને બેઠા બેઠા વાઇન સીપ કરી, બીડીઓ ફુંકી, આળસાઇમાં ફોકટનો વખત ગાળી કાઢવાનું જરા થઇને પસંદ ન હોતું. જ્યારે તે જમી ખાઇને પરવારતો ત્યારે, માત્ર રીતને ખાતર, તે મોટા ડ્રોઇંગ રૂમમાં જતો અને ત્યાં બેઠા બેઠા એક કૉફીનું કપ ગટાવી જતો; પણ તે ડ્રોઇંગ રૂમ, જો બની શકે તો, વધતો એખલો અને અછોવછો થલેગો

લાગતો હતો: ત્યાં કોઇ સુંદર નવજુવાન તેજસ્વી ચેહરાની લાઇટનાં ઉજાસની આવસ્યકતા જણાતી હતી. તેણે કેટલી બધી વેળા પુછ્યું કે તે પરણેલો હતે; કેટલી વેળા તે તેનાં મનથી બોલ્યો હતો-"માહરે કોઇને પણ માહરે ત્યાં આવીને રેહવા સારૂં તેડુ કરવું જોઇયે; આય જાતનું એકાંતપણું કદી ચાલી શકવાનું નથી." આહ જો તે વિચારને તેણે અમળમાં મુકયો હતે તો ભવિષ્યની કેટલી બધી ભયાનક ખાનાખરાબીને જન્મ લેતી તે અટકાવી શકયો હતે !

આથમતા સુર્ય નિહાળવાની રમણ્ય મોજ તેને ઘેરની બાહાર જવા લલચાવતી-તે થોડોક વાર પશ્ચિમ ભણી મોહ કરી નભોમંડળનાં રંગબેરંગી દેખાવો જોતો બાહાર આગાસી ઉપર ઉભો રેહતો. પછી તેને બાહાર પાર્કમાં ફરી આવવાની કુદરતી જીજ્ઞાસા થતી અને તે જતો. વળી પછી પેલી ગલી આવતી અને ત્યાં તે સ્કુલ માસ્તરનું નાનું ગરીબ મકાન. એક બે વખત તો, તેની સીગારેટ વેળા કોઇ સોબતીની જરૂર વાસ્તે તરસ્યો બની, તે તે નાના કોટેજમાં ગયો પણ હતો અને અર્ધોએક કલાક સુધી પૉલ વરનોનની સાથે તાહેલામાં વખત ગુજાર્યો હતો તથા તેની ચેહરેનમુન દીકરીના એકબી ખામી વગરના માહતાબ જેવા પવિત્ર ચેહરાને ધારી ધારીને જોયા પણ કર્યો હતો.

"હું આ ઉનાળાની અર્ધી ઉજાસવાળી, અર્ધી અંધારી સાંજે દરમીયાન ઘણો ઝુરપંજુર થઇ જાઉછ," તેણે તે સ્કુલ માસ્તરને કહ્યું; અને ડાફ્નને ચેહરો ઉચકી જોતાં નિહાળ્યું કે તે સ્કવાયર વાતો કરતો

હતો તેનાં બુઢ્ઢા બાપ સાથે, જ્યારે જોતો હતો તો તેણી ભણી. તે ફક્ત એ જોઇ હસી હતી.

બીજી સાંજે તેણીને તેઓનાં ઘરની ગલ્લી આગળ ઉભેલી નિહાળી શું તે અજબ થયો ? તે પોતાનાં ચેહરામાં તેને પોતાની સાંમે આવી ઉભેલો જોઈ તમાંમ લાલચોળ બની ગઇ.

"હું હારટલે જઇ આવી છું," તે રૂપસુંદરીએ દુન્યાના સૌથી મીઠ હલકે કહ્યું. "મને હવે દરરોજ ત્યાં એક માહરીજ ઉમગની છોકરીને શીખવવા જવું પડવાનું છે."

તેણીએ તેને પોતાની નવી ચેલી વિષે કહ્યું, અને પોતે આપેલાં પેહલ્લાં લેશન વિષે જે બારીકીથી તેની આગળ તેણીએ વર્ણન કીધું તેનાથી તે ઘણી રમુજ પામ્યો. તેઓ વાતો કરતાં લગભગ કલાકેક તે ગલીમાં ઉપર નીચે ફર્યાં અને વખત એટલી તો સેહલાઇથી વહી ગયો કે તે સ્કવાયર ઘણો ઓચંબો પામ્યો.

બાજુમાનાંજ ઝાડ ઉપર નીરાંત કરી બેઠેલું એક બુલબુલ ઘણા મનોવેધક હલકે કાંઇ રસીલું ગાઇ રહ્યું હતું, મઘમઘતાં ફુલોનાં ગોયા બોજથી સારી હવા બધી લચલચી રહેલી હતી, દીવસનાં પ્રકાશ મીસાળ રાતની રૂપસુંદર રાણી માહઓખતાર પોતાનો રૂપેરી સાજ સજી નીકળેલી હતી; અને તેનાં કીરણોની ઝલેહમાં નવજુવાન ડાફ્-નનો મુખડો એક સ્વપનામાંના 'વીઝન' જેવો લાગતો હતો.

"ઘેરમાં ગોંધાઇ રહેવાનો વિચાર કેટલો બધો દીલગીરી ઉપજાવ-નારો છે," સ્કવાયરે કહ્યું. "અહીં બાહાર કેટલું બધું રળીયામણું છે, ડાફ્ન!"

"રળીયામણું!" ડાફને મજાહ આપનારા સ્વરે પુકાર્યું, "અરે, હું ધારૂંછ કે બેહસ્તનાં જેવું છે!"

તે હસ્યો, તેણીનાં બહેસ્ત વિષેનાં ખ્યાલો સમજી.

"શું બુલબુલ, ફુલો અથવા તો ચંદ્રની રાત્રી તારાઓ બહેસ્તને બનાવેછ, ડાફન?" તેણે પૂછ્યું.

તેણીએ નમ્રતાથી જવાબ દીધો "તે પ્યાર છે."

તેઓ વચ્ચે અગાઉથી કદી પણ કાંઇબી ગોઠવણ કરવામાં આવતી હતી નહિ, છતાં સ્કવાયરને તે ગલીમાં રોજનું જવાનું થતું અને ડાફન દરરોજ સમી સાંજનાં તેને મળી જવા પામતી. તેઓ મળતાં, જાણે અચાનક તે મુલાકાત તે બંને વચ્ચે થઇ જતી હોય તે મીસાળ. તેનાં મગજમાં કાંઇબી બુરો વિચાર અથવા તો ભુંડી વાસના હતી નહિ; પણ મરદોનાં બે હડહડતા દુશ્મનો તેની સામે માથું ઉથાવી રહેલા હતા અને એક કપટી હસવાં સાથે તેની ભણી જોતા હતા—ફરસુદ તથા તક. ડાફન સાથે 'ફ્લર્ટ' કરવાનો નીચ ખ્યાલ તેને કદી આવ્યો ન હતો. પ્યાર કરવાનો તો તેને ઝાંખામાં ઝાંખો વિચાર પણ આવી શકયો નહી. જો કોઇએ એવી સુચના કીધી હતે તો તે ગુસ્સાથી લાલ પીળો થઇ જઇને મોટા જોશથી હાથો અને પગો અફાળવા મંડી જતે-તે, કે જે તેની તમામ જીંદગી સાવ પવિત્ર આબરૂ ઇજતથી ગુજારવાનો નિશ્ચય કરી બેઠો હતો તે શું ડાફન જેવી એક મનોહર, નિર્દોષ, એખલી કોમળાંગીને આડે રસ્તે દોરવી લઇ જાય? તે એખલો હતો, અને ડાફન પણ એખલી હતી—શું ફાજલ

પડ્યો વખત એવી રીતનાં દીલખુશ ટાહેલાંઓમાં પસાર કરવાનું ખોટું હતું?

રફતે રફતે ડાફનનો સુવાળો મખમલી કર તેનાં જોરાવર હાથમાં આરામ કરતો પડતો—એવી રીતે ચાલવાનું ઘણું સહેલું લાગતું અને દીલખુશ પણ ઘણું હતું, કોઇ વેળા તે પોચ્ચો હાથ તેની બાજુમાં અળગો થઇ પડી જતો અને તે વખતે તેનો જોરાવર હાથ તેણીનાં ખભાં ઉપર આરામ લેતો પડતો. વખતો વખત, વળી, જ્યારે તે તેણીને "ગુડ-નાઇટ" કેહતો ત્યારે, તે શોહામણો, વિચારવંત, મધુર મુખડો તેનાં તરફ ઉચકાતો, તે દરાખ જેવી આંખો તેનાં ચેહરા ઉપર ધ્યાનથી ટીંગાતી અને તે બોલતીઃ "માહરા તરફ મેહરબાંની રાખતા રેહજો," અને એ વખતે તે મધુરી માહાત્મ્ય એવી તો અસરકારક રીતે દીપી રહેતી કે જાણે કોઇ લાલચને વશ થતો હોય તેમ તે વાંકો વળી તેણીનાં ઠંડા સફેદ કપાળને કીસ કરતો. "ગુડ નાઇટ, માઇ લીટલ ફ્રેન્ડ ડાફન," તે કહેતો—એનાં કરતાં વધારે માયાળુ અને નમ્ર શબ્દો તે વાપડતો નહિ.

જ્યારે પણ એમ તેઓ ગલીમાં મળી જઇ ઉપર નીચે ફેરા ખાતાં ફરતાં હતાં ત્યારે તેઓ કોઇના અને કોઇના પણ જોવામાં આવ્યા વગર રહી શકતાં નહિ; અને એજ પ્રમાણે એક રાત્રે ડાકટર થોર્નહીલ્ડ તે ડાફનની બાજુએ એશઆરામથી ચાલતો હતો ત્યારે મળી ગયો. તે ડાકટરે તેની ભણી મોટી અજાયબી સાથે નિહાળ્યું. અને "લીઓનેલ!" એટલું તેનાંથી પોકારી દેવાયું.

ડાફન સ્કવાયરને એક ધીમું, મંજુલ "ગુડ નાઇટ" કરી નીચી આંખોએ ત્યાંથી વેહલ્લી વેહલ્લી ચાલી ગઇ, જ્યારે

લીઓનેલ પોતાના મીત્ર સાથે લૉન ભણી પાછો જવા લાગ્યો.

"આવ, જોન, એ ઘડી માહરી સાથે સ્મોક કર," લીઓનેલે કહ્યું. "આખી દુન્યામાં હું સૌથી એખલો આસામી છઉં"

"ત્યારે તો તાહરે પરણી જવું જોઇયે," તેના ડાકટર મીત્રે ઝટ જવાબ દીધો.

"જો માહરાથી તેમ થઈ શકતું હોય તો તેમબી કરૂં. પણ પહેલાં કોઇ મને ચાહાતી મળી આવે ત્યારે કેની?"

"બચ્ચીજી; તુ કોઇની શોધમાં કાંય નથી રહેતો?"

"શોધવા છતાં મળવું મુશ્કેલ છે," રફવાયર હસ્યો. "હું તને જોઇને કેટલો બધો ખુશી થયો છું, જોન; હું ઇચ્છુંછ કે તું અવર નવાર આવ્યા કરે."

ડાકટર થોર્નરીલ્ડ કબુલ થયો; તે જેવી આગાહી કરતો હતો તેવું કાંઇ ભુડું તેનાં મીત્રમાં હતુ નહિ અને તે ઘણો ખુશી થયો; તોબી, જતા અગાઉ, તે સુવ્વા જવાને તેનાં દીલમાં જે એક ચોકસ વાત ઘોળાયા કરતી હતી તે કહેવાની લાલસાને તે અટકાવી શક્યો નહિ.

"લીઓનેલ," તેણે કહ્યું, "આપણે જુના મીત્રો છીયે; મને જે બીજાને નહિ કહેવા ગમે તે રીતે પણ તાહરી આગળ તો હું વાત કરી શકશ. મને કહી દેવા દે કે ડાફ્ન વરનોન સાથે મેં તને જોયો તેથી હું દીલગીર થયો છું."

"તાહરે દીલગીર થવાની જરૂર નથી; ડાફ્ન અને હું ધણાં સારાં ફ્રેન્ડઝ છીયે."

"તમે લોકો ફ્રેન્ડઝ થઇ શકો નહિ. સૌથી પહેલ્લાં તો હું પોતે સામસામી જાતી ફ્રેન્ડઝ થઇ શકે એમ માનતો નથી, બેઉ જવાન, ચંચળ અને દેખાવળાં, પછી વળી તું પોતે એવી તો જુદી મોભ્ભા અને માનવાળો આસામી છે કે તમો વચ્ચે ફ્રેન્ડશીપ હોઇ શકેજ નહી, કાયજે તમારા વચ્ચે એક સરખાપણું જેવું કાંઇ નથી."

"હું તાહરી સાથે તદન મળતો થઈ શકતો નથી." લીઓનેલે કહ્યું. "માહરા તો જેટલાં શ્રીમત લોકોમાં ફ્રેન્ડઝ છે, તેટલાંજ ગરી-બોમાં પણ છે."

"કબુલ કીધું, પણ તેઓ કાંઇ જવાન છોકરીઓ નથી. તાહરામા સાધારણ અકકલ તો બીસ્યાર જથામાં છે, અને તાહરે જાણવું જોઇયે, કે એ ઘરોઓજો કે કોઇ રીતનો હાણીકારક નહિ હોય, તોપણ તેણી માટે તે લાભકારક તો હોઇ શકવાનો નથીજ જેમ આજે મેં તમો લોકને જોયાં તેમ કોઈ વધારે અલ્પ બુદ્ધિનાઓ તને અને ડાફ્નને સાથે જોયે તો શું બોલે, વારૂ ?"

"બોલવા જેવું કાંય છેજ નહિ," સેહજ ગુસ્સાના તૌરથી લીઓનેલે તુરબીસે જવાબ કર્યો.

"એક માણુસે આ દુન્યામાં બહારના દેખાવો માટે સંભાળભર્યું રહેવું જોઇયે. લીઓનેલ, કોઇમી જણ તને આ તાહરે કરવું અને આ ન કરવુંનો હોકમ કરી શકનાર નથી, પણ એક ચીજની મને

તાહરી કનેથી અર્જ કરી લેવા દે–ડાફ્ન વરનોન સાથે તું સુધ્ધો અને સીધ્ધો રહેજે; એ બાપડીને ખોટી રીતે દોરવાઇ જવા દેતો નાં; એને સાફ સાફ શબ્દોમાં કહી દેજે કે તું એને પરણવાનો ઇરાદો રાખતો નથી. કાંઇ પણ ભુલ થવા દેતો ના; ખોટી ખોટી ખુશામદો અને વખાણોથી એ બાળકીનાં નાજુક મગજને ભંભેરી ને ચેરવી, ખુશ વાસ્તે, ના મુકતો. યાદ રાખજે કે દરજ્જામાં એ તાહરાથી ઘણીજ ઉતરતી છે, પણ પોતાનાંજ વગમાંનાં કોઇની સાથે એ સારી રીતે પરણીને થર પડશે. એ છોકરીની ગુલાબ જેવી રળીયામણી જીંદગીને તું તેને પરણવાનો છે એવી ખોટી આશાઓ આપી ચુંથીચખડી ના નાખતો."

"હું કસમપુવક ખાત્રી આપું છ કે હું તેમ નથીજ કરવાનો," તે જવાન ડૉકટરનાં ગંભીર, થસ્સાબાઝ, અસરકારક શબ્દો સુની, ગુસ્સો તમામ ભુલી જઇ લીઓનેલ તુરબીલે મોટા બારથી જવાબ દીધો. તેનાં મીત્રની આવી અંગત દીલસોઝી જોઇ તેને ઘણું લાગી આવ્યું. "હું તાહરી સલાહ માન્ય રાખશ, જોન. મેં એ છોકરીને અકકલ વગરનું કાંઇબી કદી પણ કહી સંભળાવ્યું નથી, ખરેખરતો મેં પોતેજ એને એક ચોકકસ બાબદ વાસ્તે ચેતાવી હતી."

"ચોકસ બાબદ!--તે કઇ?" ડાકટર થોર્નફીલ્ડે જીન્નાસાથી જાણુવા માંગ્યું.

"જવાન છોકરાઓ અને તેવીજ જાતની કાંઇ બાબદોસર."

તે એટલું કહેતાં વિસરી ગયો કે તે ચેતવણીની આખેરીએ તેણે તે મધુરી માહાબુબનો ચેહરો ચુમ્યો હતો.

"એ સમજીને હું ખુશી થયો છું. મ્હારે વધારે કેહવાની કાંઇપણી જરૂર નથી, લીઓનેલ-હું જાણું છું કે તું આબરૂનો એક આત્મા છે. ફક્ત તું એટલો ભેળો, સાદો અને ઇજતવાળો છે કે તને ચેતવવાની જરૂર હતી. ચાલ, હવે, આપણે કાંઇ બીજી વધારે મઝાહ ભરેલી વાતોમાં વખત પસાર કરીએ. તું પાનખર ઋતુમાં કેથે જવાનો છે ?'

"નહિ, હું નથી ધારતો; હું ક્રીસ્ટમસ ટાઇમે કેપરોન જવાનો વિચાર રાખુંછ. ત્યાં ડુક્કર મારવાની મજાહમાં મને મદદ થવા તું આવશે કે ?"

"જો વખત મળશે તો ઘણી મોટી ખુશી સાથે આવશ," તેને જવાબ મળ્યો; અને એ પછી તે બેઉ મીત્રો જુદા પડયા.

તે સ્કવાયર ડાકટરને ચંદ્રમાંની રોશનીમાં ચાલી જતો જોતો હૉલનાં બારણા આગળજ થોભી ગયો-તે ઘણું ઉંડાણથી વિચાર કરતો હતો.

"એ તદન ખરો છે," થોડોક વખત રહી તેણે તેનાં મનથી કહ્યું. "અમારી મીત્રાચારીમાં નુકશાન જેવું તો કાંઇજ નથી, પણ મ્હારે એને ખરેખરૂં જણાવી દેવું જોઇએ-તે એક ફક્ટ ફ્રેન્ડશીપ છે, જયાદા કાંઇ નહિ; એનાં કરતાં એ હું વધારે સમજુ છું."

તેણે તરતજ તે માહાબુબને આવતી કાલે રાત્રે મળવાનો અને તેણીને સઘળું ખોલ્લે ખોલ્લું સમજાવી દેવાનો નિશ્ચય કર્યો. મરી ?, સુંદર ડાફ્ન ! હેતવંતી બ્લુ આંખો અને હસ્તા, રમત્યાળ, શીરીં હોઠો

સાથની તે પરીપેકર નાઝનીન ! તે તેણીનાં પ્યારમાં તો હતોજ નહિ—એ બીનાંની તે સુધ્ધા ગૃહસ્થને સારી રવેશે માહીતી હતી—પણ તેણીને તે ઘણો વખાણુતો હતો, અને તે બિચારી પોતે પોતાની જીંદગી સારી રીતે જીવી શકે એવી તેણે ખરાં જીગરથી ઇચ્છા બાંધી. હા, આવતી કાલે સમી સાંજે જ્યારે તેઓ પાછાં મળશે ત્યારે તે તેણીને કહેશે; તે જેબી બોલે બકે તે માટે તેને ઘણું સંભાળભર્યું રેહવાનું હતું, કેમજે તે નાજુક જીગરની તારૂણી બહુ તીવ્ર લાગણી વાળી હતી. અને આ વેળા તે રોખસારો ઉપર તેને કીસ પણ કરવી ડહાપણ ભરેલું અને સલાહકારક હતું નહિ.

અફસોસ, રે અફસોસ ! ભલા સ્કવાયર તું બધા ગમે તેવા ભલાઇભરેલા મજમુન વિચારો વિચારે, પણ તને એક આકર્ષક ખુબસુરતીનાં જાદુની મેહીનીની કયાંથીજ માહીતી હોય ? તું એક પવિત્ર ઇજતવાળું, તોખમી જીવન ગાળીને તાહરી જીંદગીને નામદારીમાં સૌથી અવ્વલ નંબરે આણવાના મગરૂરીભર્યા ખ્યાલો કરી રહેલો હતો; પણ જુવાનીની દીવાન્યનપણાંથી થતી અનેક ભયંકર ભુલોનું તને અત્યારે તે કયાંથીજ ભાન આવી શકવાનું હતું ?



# પ્રકરણ ૬

એક ખુશનુમા ચંદની રાત—અને તેની મનોહર રાણી માહતાબ, કેવા થાય, કેવા દમામ, કેવા સાજથી ખુલ્લાં બ્લુ આસમાનની ચોતરફ સહેલ કરી રહી હતી, નહિ ગણી શકાય એટલા બધા સીતારાઓ તેણીની ખીદમતમાં બધા ઝગઝગી રહેલા હતા; એક ચંદ્રમાં કે જે દીવસની ઝાંખી ભુરી લાઇટને ગોયા શરમાવી નાખતો હતો, કેમકે તેના રમણ્ય કીરણો આ દુન્યા ઉપર રૂપેરી ઝાપટાં મીસાળ વરસી રહેલાં હતાં. પવન મીઠો અને મંદ વાતો હતો અને તેની ખુશનુદીમાં ફુલો જાણે દમ બાંધી બેઠાં હતાં અને લીલાં પાડદાંઓ પણ હાલતાં થોડોવાર થોભી ગયાં હતાં; આખા દીવસનું તોફાની વાતાવરણ સમી ગયું હતું અને સઘળે શાન્તી, મીઠાસ અને મોહબત ફેલાઇ રહેલાં હતાં—આ દુન્યા ગોયા પરીયાંઓના માળામાં ફેરવાઇ ગઇ હતી.

લીઓનેલ તુરબીલ ડાફનના રાહ જોતો થોભતો ઉભો હતો. તેણે તેણી વિષે તે આખા દીવસ દરમીયાન ઘણો વિચાર કર્યો હતો, અને તે પોતેબી જ્યોર્જ થોર્નફીલ્ડના મત સાથે મળતો થયો હતો—તેઓની મીત્રાચારીમાં કાંઇજ ખોટું નહતું અને તે તેઓના બાબમાં કોઇબી રીતની નુકશાની પુગાડી શકવાની નજ હતી, છતાં કાંઇ પણ તરાંહની ગેરસમજુતી ઉભી ન થાય તેની તેને તાકીદ લેવાની ખાસ ઘણી જરૂર હતી, એમ તે તેના મનથી કબુલ રાખતો હતો. ડાફન સઘળી બીનાં તેની ખરેખરી લાઇટમાં જોઇ શકશે; તેઓ ઘણી વિચારવંત રીતે બધી બાબદ ઉપર નુકતેચીની કરશે અને તે મીઠી મીત્રાચારીમાં કોઇબી જાતની ખલલ આવવાની નહોતી.

બાહાર ફેલાયલી મોટી ડાંખલીઓ તેનાં માથાં ઉપર જાણે લીલાં પાંદડાંઓનું એક આરકું બનાવી રહી હતી, પણ ચાંદની રોશની તેમાંથી થઇને આવતી હતી, હવાઇ પડછાયાઓ લાંબા ઉગી નીકળેલાં ઝાડનાં તણખલાંઓ ઉપર નાચકુદ કરતાં હતાં. તે ગલીને નાંકે ઉભો રહી દૂર બીજે નાકે આતુરતાની નજર નાખતો લીઓનેલ કુદરતની એ અલૌકીક ખુબસુરતી તરફ જોઇએ તેટલો કાળજીવંત હતો નહિ—તેણી હમણાં આવતી હોવી જોઇયે. એ સુંદરતાની એક દીલચસ્પ છાયા; તે તેણીને કાંઇ ચાહતો ન હતો, છતાં તેને આવકાર આપતો ઉભેલો જોઇ તે ખુબસુરત જવાન ચેહરાને ખુશીથી ખીલી નિકળેલો પોતાના મનથી કલ્પી તેનું જીગર આનંદની ગરમ થઇ આવ્યું.

તેણે દૂરથી એક સ્કારલેટ કલોકનો રંગીયામણો રંગ દીઠો; તેણે તે નાજુક, બચ્ચાં સરખી અવતારને નરમ મખમલી પગલે ઝડપથી ચાલી આવતો મીઠી પ્રેમ અને મનોહર હસવાં સાથે જોયો. ગરીબ ડાફન! જે તેને કેહવાનું હતું તે તેણીને ગળે કેમ ઉતરશે? તેણી તેની પાસે આવી ઉભી, તે ચળકતી આંખો તારાઓની ઝગઝગીત રોશની કરતાં પણ વધારે ઝલેલ મારી રહેલી હતી, કે જેમાં દુન્યા-ભરની નિર્દોષતા, બેખબરી અને સાચ્ચાંમાં સાચ્ચાં હેતનો નિખાલેશ ઓળો ફેલાઇ રહેલો જોવાતો હતો.

"જુઓ," તે આવતાંને વાર ઘણા પ્યાર ભરેલા અવાજે બોલી, "હું તમારે માટે શું લાવી છું તે! જોકે તમે એક મોટા સ્કવાયર છો અને ઘણાજ પૈસાવાળા છો છતાં તમારી પાસે આના જેટલું અરધું પણ સુંદર કાંઇ નથી. મેં એ તમારે વાસ્તે આખો દીવસ માહરા જીવની માફક સંભાળીને રાખેલું છે."

તે એક અસાધારણ મોટો ગોલાબ હતો.

"મેં પોતે એને વાવ્યો હતો," તે નાઝનીને ગાલોના મધ્ય બીંદુમાં ઝીણા ઝીણા મનોહર ખાડા અને કીરમજી લાલી સાથે પૂછયા વગર જ ખોલાસો કર્યો: "અને એ કેમ ઉગેછ તેની મેં રાત દીન જતન કીધીછ; દરરોજ, દરેક કલાક મેં તેની એક કુમળાં, કમજોર, કોમળ બચ્ચાં પેરેજ ચીંતા અને સંભાળ લીધીછ. મેં તેને સૌથી ઝળકતો તડકો, સૌથી નિર્મળ હવા અને સૌથી સ્વચ્છ પાણી આપી ઉધાર્યું છે–તે કીસીઝ વચ્ચેજ પંપાળીને મોટું થયેલું છે અને તે જેમ જેમ ઉગીને મોટું થતું ગયુ તેમ તેમ મે તે વખતનો ખ્યાલ કર્યા કીધો હતો, કે જ્યારે હું એ તમને પ્રેઝંટ આપવા શકિતવાન થવાની હતી."

તેણે તે ફુલ તેમજ તે મખમલી કર જે વડે તે મોટી નાજુ-કાતથી પકડાઇને તેનાં સનમુખ ધરાયું હતું તે બંને પોતાના હાથમાં લીધાં; આ પળે તે કાંઇબી એવું ઉચ્ચારી મકયો નહિ કે જે તેણીની લાગણીઓને જખમાવી શકે–તે થોડોક વખત ચુપી અને થોભી જવા ચાહતો હતો. તે ખ્યાલ કેટલો મીઠો હતો, એક ફુલને કાળ-જીથી ઉગતું તપાસવાનો ! તેણે લગભગ ઇચ્છયું કે તે જે કહેવા માંગતો હતો તે આવતી કાલની સમી સાંજ ઉપર મુલતવી રાખી શકે. પણ નહિ–જ્યારે તે તે ફરજ પુરી કરી નાખવાનાજ ઇરાદાથી ત્યાં આવ્યો હતો તો તે અધુરૂં મૂકવા તેને પસંદ આવ્યું નહિ.

તેઓ, રાબેતા મુજબ, તે સાંકડી ગલીમાં ઉપર નીચે ફેરા આંતી ખાવા લાગ્યાં–તેને બટન હોલમાં તે મોટા ગોલાબને ખોસેલું

નિહાળી રાજી થતી ડાફ્ન અને એક સૌથી અણુગમતી ચીજને ગમતી રીતે કેમ કહી દેવી તે વાસ્તે મનથી અજબ થયા કરતો સ્કવાયર. પોતે ક્યાં જતો હતો તેના કાંઇ પણ વિચાર વગર, તે તેણીને જંગલની બાજુમાં લઈ ગયો, કે જ્યાં એક ઠંડા. નિર્મળ, પાણીનું ઝગઝગીત નાનું નાળું સમી સાંજનાં તે રમણ્ય એકાંતમાં જાણે રૂપેરી ઘાંટનો અવાજ થતો હોય તેમ સારી રીતે ગાતું વહ્યું જતું હતું–એક હસ્તું. રમતું, ગાતું નાળું કે જે એક બચ્ચાં માફકજ નિર્ભયપણે એક સરખું પોતાનો માર્ગ કાપ્યું જતું હતું; તેનાં ચોકખાં પાણી ઉપર ચાંદ અને સીતાગઓની રોશની પડતી હતી અને તે રોશની હેઠળ જાણે પાણી રૂપાનાં કાચ હોય તે મીસાલ અજાયબી પમાડનારાં લાગતાં હતાં; તે એક મીઠું, ધીમું, હાલરડું ગાતું આગળ વધ્યું જતું હતું અને આસપાસના દેખાવને ગોયા એક રંગીલા બાગેબેહસ્તમાં બદલી નાખતું હતું.

તેઓ એક લીલથી ભરાયેલા પત્થર ઉપર ગોઠવાઇને બેઠાં, અને પછી લીઓનેલ તુરબીલે વાત કાઢવાની હીંમત કીધી.

"ડાફ્ન," તેણે શરૂ કર્યું, "એક ચીજ છે કે જે હું તને કહેવાની ઇચ્છા રાખુંછ. મને બીહક છે કે તે બાબદ લગરીક તને ધાટકી જેવી લાગશે; પણ માહરે તે કહેવી જોઇએ અને તું સમજુ છે એટલે બધું તરત સમજીબી જશે."

ખચ્ચીતજ માહાબોખતાર કદી આવા એક સોહામણા, આવા એક સ્વચ્છ, આવા એક નરમ ચેહરા ઉપર પ્રકાસ્યો હતો નહી!

સવાલ કરતી ધબે તેનાં ચહેરા ઉપર ઉંચકાયેલી તે ચશ્મો ઝલેહથી ભરપુર અને પ્યારથી ચીકાર હતી.

"શું મેં તમને પાછા નારાજ કીધાછ ?" એક બચ્ચાં સહી બીહકથી ઘણા મધુર, મંજુળ, હલકે તે બાળાએ સવાલ કર્યો. "હું ઘણી ચોંકેલી અને ચેટેલી રહેલી છું–જયારથી તમે મને કહયું કે એ ગેરડહાપણ ભર્યું છે ત્યારથી હું કદીબી બાગમાં કે દરવાજા આગળ ઉભી રહી નથી."

"એ કાંઇ તે બાબદ નથી, ડાફ્ન. હું તો આજે તને મારી વીરૂધ્ધ ચેતવવા આવેલો છેઉં. નહીં એમ ગભરા ના.––"કેમજે ડાફ્ને ચમકીને મોટા આચકા સાથે તેના હાથમાંથી પોતાનો કર ખેંચી લેવાની કોશેશ કીધી, "સમજ માહરૂં" તેણે કહયું. "સમજ! તું એટલી બધી સમજુ છે કે તું દરેક ચીજ પીછાણી શકશે. ડાફ્ન આપણે બેઉ જણા જવાન છીએ અને તું ઘણીજ ખુબસુરત છે–અને આપણે એક બીજાને ચાલું રોજ મળ્યા કર્યે છીયે.—"

તે અચકી ગયો, હવે આગળ કેમ ચલાવવું અને તે બાબદને કેવી રીતે ખતમ કરવી તેનાં તે વીચારમાં પડયો.

"આપણુને જાણે એક બીજાને રોજ મળવાની તબેહજ પડી છે. હું પોતે પણ એ ટેવનું કારણ જાણી શકનો નથી, સીવાય કે આપણા બેઉના મીત્રો ઘણાજ ઓછા હોય અથવા તો આ ચંદની રાત્રીઓ આપણુને બહાર ભટકવાને વાસ્તે લલચાવતી હોય."

તે પાછો થોભી ગયો; અને થોડીક મીનીટો અગાઉનો તે ગુલાબ

સમ ખીલી રહેલો ચહેરો એક નાજુક કમળના ફુલ જેવો સફેદ મારી આવ્યો.

"તાહરી આગળ એ વાત કરવાનુ કઠણ તો લાગે છે" તેણે જારી રાખ્યું. "હું ગમે તેવી રીતે બોલું અને દરશાઉં તોપણ, હું મને પોતાને એક મોટો લાહિરીખોરો માની લીધા વગર રહી શકતો નથી; અને હું સાચ્ચુ કહુંછ કે જરાપણ લાહેરી મારવા માંગતો નથી." થોભીને "લોકો આપણને હંમેશાં સાથે જોઇ કદાપી ગેરસમજુતી ઉભાં કરતાં હશે, ડાફન."

તે પાછો થોભી ગયો, એવી થોડેક દરજ્જેની આશાથી કે કાંઇક સવાલો કરી તે બાળા તેને બોલવામાં મદદ કરશે; પણ તે માહાપુરુષ તો તેનાથી દુર કેથે બીજી તરફ જોતી હતી, તારાઓ તરફ કે જેઓનો દીલજીત પ્રકાશ નાળાનાં પાણી ઉપર પડતો હતો.

"ટુંકમાં ડાફન માહરે ખોલ્લે ખોલ્લું બોલી દેવાની જરૂર છે. મને ગોળગોળ બોલતાં આવડતુંજ નથી, હું તને એમ કહેવા માગુંછ—"

આહ, જો ફકત તે પોતાના હોઠોને એટલા બધા ગરમ અને ધ્રુજતા અટકાવી શકયો હતે!

"હું તને એમ કહેવા માંગુછ, ડાફન, કે આપણી આય નાની ફ્રેન્ડશીપમાં પ્યાર જેવું કાંઇપણ નથી. હું તને ખોલ્લે ખોલ્લી અને ભોળીજ રીતે કહી દેવા માગુંછ, કારણ કે તને ખોટે રસ્તે દોરવાની માહરી જરા પણ ઇચ્છા નથી. આપણે મીત્રો છીએ, ડાફન, તેથી કાંઇજ વધારે નહીં."

"હું તમારી ફ્રેન્ડ થવા ખુશી છેઉં" તે બાળાએ નરમીથી જવાબ કર્યો; અને તેણે નોટીશ ન કર્યું કે તે બાપડીનો અવાજ દુખથી ભરપુર હતો.

"જો મેં તને કોઇપણ રીતે ખોટી દોરવી હોય તો તે વાસ્તેજ હું દીલગીર છું, પણ તેમ મેં જાણીબુજીને માહરી ઇચ્છાથી નથી કર્યું એમ તું ખાત્રીથી માનશે એવી મને ઉમીદ છે. તાહરામાં અને મારામાં જુઠી આળસુ ફ્લરટેશન નહી કરવાની પુરતી અક્કલ છે. હું યાદ કરીને ખુશી થાંઉછ કે આપણા વચ્ચે પ્યારનો એક શબ્દબી કદી બોલાયો નથી; આપણે ઘણાંક ખુશનુમાં ટાહેલાંમાં વખત પસાર કરેલો છે, પણ તે બધી વાતો અક્કલ પસંદ અને વિચારવા લાયકજ હતી."

"હા," નીચી ઝુમી પડેલી આંખોએ ઘણાજ ઉદાશ, સેહજ ધ્રુજતા અવાજે તે રમણીએ હુંકારો પુર્યો.

લીઓનેલે આગળ ચલાવ્યું——

"માહરા એક મીત્રે—એક ઘણા વહાલા અને સાચ્ચા મીત્રે—આપણને સાથે જોતાં હતાં અને તેણે મને તાહરી આગળ બધું ખરા ખોલાસાથી બોલી દેવાની સલાહ આપી; પણ હું હમેશાં તાહરી સાથે ભોળાં દીલથીજ વર્તેલો છેઉં, ડાફ્ન—ખરૂં કેની?"

"હા" તે મધુરીએ પાછો જવાબ દીધો.

"મારા ફ્રેન્ડે કહ્યું કે માહરે તને કહી દેવું જોઇતું હતું કે આપણી વચ્ચે ફ્રેન્ડશીપ કરતાં જાસ્તી બીજું કશું હતું નહિ અને કદી હોઈ શકવાનું પણ નથી. તું જાણે છે તો ખરી, ડાફ્ન; કે કોઇ દીવસે મજાકમાં પણ હું તાહરી આગળ પ્યાર વિષે બોલ્યો નથી."

"હા, મજાકમાં પણ કદી નહિ." તે બીચારી જવાબમાં ફક્ટ એટલાજ ઉદ્દગાર કાઢી શકી.

તેણે તે રમકડા જેવા શેપી સફેદ હાથને એકવાર પાછો પોતાનામાં લીધો, અને તેને જોશથી દાબીને પકડ્યો.

"તું જાણેછ કે હું તને ચાહતો નથી, ડાફન. હું-હું તને વખાણુંછ. હું તને ઘણી ખુબસુરત, ઘણી ભલી અને ઘણી નિર્દોષ ગણુંછ. મને તાહરો દોસ્ત થવા ગમેછ. તાહરી જીદગી દરમીયાન તને કોઇબી રીતની મદદ કરવા હું હમેશાં રાજી થવશ—સાધારણ ખુશી નહિ, પણ ઘણોજ. હું તને કોઇ સારે ઠેકાણે અને તાહરા હાથને લાયકના જવાન સાથે પરણી ગયેલી જોવા માગુંછ; તાહરામાં અને તાહરે લગતી દરેક ચીજમાં માયાળુ, મીત્રતાભર્યો ઉમંગ લેવા મને સદા ગમશે. હું શું કેહુંછ તે તું સમજી શકેછની, ડાફન?"

"હા," તે આ મીસાળ ત્રીજે મરતબે બબડી, તેણીની ચક્ષુઓ તો પાણી ઉપરજ ટીંકાયેલી હતી.

"હું તને ચાહતો નથી. માહરા મનમાં પ્યારનો કાંઇબી વિચાર નથી; પણ આપણે જ્યાંસુધી જીવશું જાગશું ત્યાંસુધી મીત્રો તો જરૂર રહીશું."

તે પછી જે ચુપકીદી ત્યાં ફેલાઇ તેમાં નાળાના પાણીના ગણુગણાત સીવાય બીજી કાંઇબી ચીજ હરકત નાખી શકી નહી.

તે યુવાને જારી રાખ્યું—

"મને પોતાનેબી કોઈ દીવસે પરણવું પડશે; અને હું જે અબળાને ચાહી શકું તેની સાથેજ પરણવાની આશા રાખુંછ. હું

તેણીનેજ માહરાં આખાં જીગરનો પહેલો તમામ, સ્વચ્છ પ્યાર આપવાની ઉમીદ કરૂંછ. હું તે પ્યારને પ્યાર નથીજ ગણુનો, કે જે બીજાં વીસ જણાઓને અપાઈ ચુકયો હોય અને હું એટલુંબી માનુંછ કે દરેક શખશે પોતાના દરજ્જા અને સ્થિતિ પ્રમાણેજ પરણવું જોઇયે. શું તું એ ડહાપણભર્યું નથી લેખતી, ડાફ્ન ?"

"હા, ઘણું ડહાપણભર્યું" તેણીએ માંડમાંડ સમજી શકાય તેવા ધીમા સ્વરે જવાબ દીધો.

"હવે," લીઓનેલે કહ્યું, "મેં માહરી ફરજ પ્રમાણીકપણે બજાવેલી છે, ડાફ્ન, અને આપણી મીત્રાચારી કઈ ઘમની છે તે આપણે બંને જણ સારી રવેશે સમજી શકયે છીયે. હું ખુશી છેઊં કે મેં બધું કહી દીધું—એ ઘણું ઘાટકી કહેવાય, પણ અંતે તે આપણા લાભનુંજ છે. જો આપણે એમના એમજ ચાલ્યા કીધાં હતે, તો કુદરતી છે કે તું એમ માનવા લલચાઈ હતે કે હું તને શોધ્યો આવતો હતો, કેમજે તને માહરી મોહરદાર બનાવવાનો માહરો ઇરાદો હતો; પછી, જ્યારે, વખત આવતે, હું પરણી જાઉં, તો તું દુઃખી થાય ને મનેજ ઠપકો આપે કે મેં તને ખોટું કર્યું—તું જાણેછ, નાની ડાફ્ન, નાની મીત્ર, કે સારી દુન્યાને ખાતરબી હું તને એક ઘડી ભરનાં બી દુઃખમાં આવવા દેઉં નહીં ? મને કેહ કે મેં તને કદી દુખ દીધું નથી."

"દુખ ! ઓ નહી. જેબી થોડું સુખ અને મજાહ મેં માહરી જીંદગીમાં મેળવ્યાં હોય તો તે તમારી તરફથી છે. હું—હું જે બધું તમે મને કહેવા ઇચ્છોછ તે સમજી શકુંછું. આપણે બેઉ જણા એક

બીજાથી જુદા દરજ્જાના અને જુદી સ્થીતીના છીએ અને તમારા પાર્ટ ઉપર એક મોભાવાળી ફ્રેન્ડશીપ ઉપરાંત બીજું કાંઇ બી હોય શકે નહીં, કે જે ઉપર કોઇપણ તરાફની મદારત બાંધવાની માહરી મકદુર નથી."

'તું લગાર ધારટી રીતે બોલે છે, ડાફ્ન, તે છતાંબી એ એક ચોકખે ચોકખી સચ્ચાઇ છે."

"ઘણી ચોકખેચોકખી," ડાફ્ને જવાબ દીધો; "તમો એમ કહેવા માંગોછો કે હું તમને કોઇપણ રીતનો ઠપકો આપવાની સત્તામાં આવી શકું નહી–કે માહરે સંપુર્ણ રીતે સમજવું જોઇએ કે તમે મને પરણવાનો કદી વીચાર રાખ્યો હતો નહીં અને એ ધાતનો પ્યાર તમે મને કદીબી આપી શકવાના નથી."

એટલું બોલતાં તે કોમળાંગીનાં રોખસારો લજ્જતથી કીરમજી બની આવ્યા. પણ તે ચોકખે ચોકખાં બોલાએલા શબ્દોથી તે ઘણો રાજી થયો.

"એ ચીજની તાહરી આગળ વાતો કરવાનો ખ્યાલ મને કદીબી સુઝયો હતે નહીં" સ્કવાયરે કહ્યું, "પણ માહરા ફ્રેન્ડે કહ્યું કે એવી રીત તાહરા બાબમાં સારી ન કહેવાય–કે જો હું તને હમેશ મળતો ભેટતો રહું ને તાહરી સાંથે ખુશનુંદીભર્યા તાહેલાંઓમાં વખત પસાર કરવામાં મોજ માનુ તો બીજી છોકરી મીસાલ કુદરતી તું એમજ વીચારી લે કે તને પરણવાનોજ માહરો ઇરાદો હતો."

"તમારા ફ્રેન્ડ ઘણા વીચારવંત અને સમજુ કહેવાય" તે બાળકી બબડી.

"તે ખરો હતો," લીઓનેલે જવાબ દીધો; "જો આ દુન્યાની ઉપર મને જો કોઇબી માણસ વાસ્તે અણુહદ ધીક્કાર હોય તો તે તે શખસ છે કે જે એક નિર્દોષ, દુન્યાથી બેખબર છોકરી સાથે પ્યારનાં તાહેલાંઓ કરી તેને ફોસલાવે અને ફસાવે છે, જ્યારે તેનાં દીલમાં તેણી વાસ્તે પ્યારની લાગણી જેવું કશુજ હોતું નથી. એવી રીતના એક શખશ કે જે એક બાળાને ઠગે છે તેને તો એક ચોર માસાલ ગણવો સજાવાર છે."

"તમે તમને પોતાને એ અપરાધ વાસ્તે જવાબદાર લેખી શકવાના નથી," ડાફ્‌ને ધીમેથી કહ્યું.

"નાહિં," તેણે રાજી થયેલા જીવે જવાબ દીધો; "હું માહરા જાતભાઇઓની સામે એક પણ નામોશી વગરની જીંદગીએ જીવવાનો ઇરાદો રાખું છું, અને જો હું કોઇનેબી ઠગું—કોઈ મરદ યા સ્ત્રીને તો હું મને પોતાને મેં માહરે વાસ્તે અલાહેદા રાખેલા સ્ટેનડર્ડ ઉપરથી ગબડી ગયેલોજ મનું! માહરી નાની ફ્રેન્ડ ડાફ્‌ન, આપણે એક બીજાને સમજી શકયે છીયે?"

"હા," તે બાપડીએ ફકટ એટલોજ જવાબ કર્યો.

તે તેની બાજુએથી પોતાની બેડકમાંથી ઉઠીને ઉભી થઇ અને તે નાનાં નાળાં ભણી ગઇ; તે બાજુનાં ઝાડો ઉપર ઉગેલાં ગોલાબોમાંથી એક તોડીને તેની એક દાંખલી તેણીએ કાઢી અને તેને પાણીમાં ફેંકી; તેણીએ તે પાણી ઉપરનાં ઉજાશમાં હડકત થતી નિહાળી; પછી તેની ભણી ફરી તે બોલી:

"ઘણું લેટ થવા આવ્યુંછ; માહરે હવે જવું જોઇએ."

તે પોતે પણ તુરત ઉઠીને ઉભો થયો.

"હું તને કૅારેજના દરવાજા સુધી મુકવા આવુંછ. ડાફન, આજે રાતે તાહરા અવાજમાં અને તાહરા ચેહરામાં ઘણું વિચિત્ર મને લાગેછ. કેહ મને તું એટલી બધી શાને લીધે 'અપસટ' થઇ ગઇછ ?"

"હું થાકી ગઇછ," તેણીએ જવાબ દીધો; પણ જ્યારે તેણીએ તેને 'ગુડનાઇટ' ઇચ્છી ત્યારે તે બોલી--"મને આ મુર્ઝાઇભર્યા ફુલને પાછું આપી દો," અને સ્કવાયર લીઓનેલ તુરબીલને તે ના પાડવા કે તાબે થઇને કાઢી આપવાનો વખત મળે તે અગાઉ તો તે મોટા ગોલાબને તેનાં બટન હોલમાંથી ઝનુનથી ડાફને ખેંચી કાઢયું અને પળક વારમાં તેને ચુંથી ચબડી નાંખી ને તેના ટુકડાઓને રસ્તા ઉપર વિખરાતા ફેંકી દીધા.

## પ્રકરણ ૭.

માહબોખતાર ઘણી કરૂણાજનક ત્રેજેડીઝ ઉપર ઉગ્યો છે, પણ તે કદાચ તેઓ કે જેઓ ચાહતાં હોય પણ તેઓનો ચાહ સ્વીકારતો નથી એવા દુ:ખી પ્યાર અને તુટેલાં જીગરની ત્રેજેડી કરતાં વધારે ગમખ્વાર બીજી કોઇ પણ ત્રેજેડી ઉપર કદી પ્રકાશ્યો નથી. ડાફન વરનોન તે રાત્રે જાણે તેણીને કોઇએ એક મીઠા લેહઝતદાર સ્વપનામાંથી ઘાટકી રીતે જગાડી હોય તે મીસાળ ઘેરાએલી ગુંચવાએલી, બખરાએલી, બખી ખાધેલા જેવી ઘરે પાછી ફરી. છેલ્લાં થોડાંક

અઠવાડીયાંઓ ઘણાંજ મીઠાં અને મનોહર પસાર થયાં હતાં. તેણીએ પોતાના મનથી ખોલ્લે ખોલ્લું કદી કહ્યું નહતું કે સ્કવાયર તેને ચાહતો હતો; તેણીએ મુશકેલીથી એવું વિચારવાની હીમત કીધી હતી કે તેણીને પરણવાનો ખ્યાલ વટીક કરી સ્કવાયર પોતાનાં ઉંચ આસન ઉપરથી નીચે ગબડી પડવાનો હતો; છતાં, ઝાંખા, દુરના ખ્યાલો તેણીને આગે લઈ ગયા હતાઃ તેને તેણી ગમતી હતી, નહિ તો શા વાસ્તે તેણીને તે શોધતો મળવા આવ્યો હતો?—શા વાસ્તે તેણીને ચેતવણી આપી હતી? તે ઉપરાંત વળી, તે ચેતવણી પછી તેણે તેણીને શા માટે કીસ કીધી હતી?

તે પોતાના સ્વપનાઓમાં જીવી હતી; તેણીએ તેનાં જીગરનો દરેક વિચાર તેને એખલાનેજ બક્ષી દીધો હતો. તેના જેવો દેખાવલો, ઉમદા અને ભલો બીજો કોઇબી જવાન હતો નહિ; ચોપડીઓમાં વાંચેલા સઘળા હીરોઝ તેની સાથે સરખાવતાં તેણીની નજરમાં સાવ ઝંખવાણા જેવા હતા. તેણીને તે દરેક શબ્દ બોલ્યો હતો અને જેબી પગલાં ભર્યાં હતાં તેની ઉપર ચાલુ વિચાર ચલાવવા હંમેશ ઘણું ગમ્યુ હતું; અને તેનાં પરીણામમાં સેવટે તે તેની એવી તો પુંજારી થઇ લાગી હતી, કે જેને વાસ્તે પ્યારનું નામ પણ ઓછી કીંમતનું લાગતું હતું.

તે સુંદરી તેને તેણીના જીગરના સઘળા જોસ્સાઓથી ચાહતી હતી, કાંઇ પણ કારણ કે કબજા વગર, કોઇબી રીતના કાબુ કે હદ વગર. જો તે જરા વધારે ડાહી હતે, તો તેણીએ આ મોટા પ્યારની લગામો પોતાના હાથોમાં રાખી હતે; પણ ગરીબ, સુંદર ડાફ્ન ડાહી હતી નહિ, તે

બાપડી ફકટ હેતવંતી અને દયાળુ ને બીન અનુભવી હતી. સ્કવાયરને પીછાણ્યાને પુરા પાધરા ચાર દીવસો પણ થયા ન હતા તેટલામાંજ તેને તે ચાહતાં શીખી હતી; અને તેણી રસદાર સ્વપનાઓજ જોતી યાહોમ આગળ વધી હતી, કે જેમાંથી કદી જાગી ઉઠવાનો વિચાર પણ તેણીને આવી શકયો હતો નહિ. કયાંથી આવે ? દીવાનો પ્યાર એવોજ આંધળો હોય છે અને અંધારામાંજ તે સદા ઠોકરો ખાય છે !

આહ, જો છોકરીઓ, આવી સુંદર, આવી જીગરે નબળી, આવી ભલી અને છતાં મગજશકિતમાં આટલી બધી નબળી, ફકટ આટલોજ પાઠ શીખી શકતી હતે કે પ્યાર અને લગન એકમેકની સાથેજ દોડવાં જોઇએ અને તેઓ, ડહાપણ છોડી દેવા કહે ત્યાંસુધી, પોતાનાં જીગરને પોતાના કબજામાં રાખી શકતી હતે ! પણ પાંદડાંઓ ઉગે છે અને ખરે છે, ફુલો ખીલે છે અને મરી જાય છે, ભરતી ચઢી આવી પાછી ઓસરે છે: તેમ દરેક વરસે, જે મીસાલ આ ચીજો ચોકકસ બને છે તેમ, આવી ઘણીક અબળાઓ જેને પરવરદીગારે ઉમદા બાઇઓ બનાવવા સરજાવેલી હોય છે, તેઓ પોતાનાં સત્યાનાશ ભણી છતી આંખે અપંગ બની ઘસ્યાં જાય છે અને ભર જવાનીમાંજ મોહતને આમંત્રણ કરે છે, કેમજે તેઓ ડહાપણથી પ્યાર આપી શકતાં નથી અને કારણ કે તેઓ તે પ્યાર તરફ દીવાના બની જાય છે, કે જેનાં સેવટનાં પરીણામ તરીકે લગન હોતાંજ નથી.

ડાફ્ન વરનોનના મનથી તમામ દુન્યા ખાલીખાલી લાગતી હતી—ખાલી, કાળી, કઢંગી. તે તેણીને ચાહતો હતો નહિ—એમ તેણે પોતે કહ્યું

હતું, ગંભીર દયાળુ ચેહરે અને સાવ સચ્ચાઇથી ભરપુર અવાજે. તેણી તેને ગમતી હતી, તેણીને તે વખાણતો હતો, પણ તેણીને તે કાંઇ ચાહતો હતો નહિ; તે કદી કોઇને પ્યાર કરી શકવાનો હતો નહિ, સીવાય એક અબળા સાથે, કે જેણી સાથે લગન કરી તેને પોતાની મોહરદાર બનાવવાની તેની ઇચ્છા હોય. પોતાનાં દુઃખ અને ગમખ્વારીની ગીરફતારીમાં પણ ડાફન તેને વખાણ્યા વગર રહી શકી નહીં. એવી રીતે તેની આગળ ચોકખે ચોકખું બધું કહી દેવા વાસ્તે તે કેવો પ્રમાણીક અને બહાદુર હતો ! એની જગાએ બીજા કેટલા બધા જણાઓએ તેણી સાથે મજાહ ઉડાવી હને, તેણીને ભોળવીને ભમાવી હતે, તેણી સાથે પ્યાર કરવાનો ઢોંગ કર્યો હતે અને પોતાને ગમત આપવા થકી ચાહવાનો સાજ સજયો હતે અને પછી ફક્ત એક ઢોંગી, બેકદર હસવાં સાથે તેણીને છોડીને જતા પણ રહ્યા હતે—અરે, એમ કેટલા બધા જણાઓએ કર્યું હતે ? પણ ઉમરાવ દીલના લીઓનેલ તુરબીલે કાંઈ તેમ ન કર્યું—જયારે તેણે કહયું કે તેણીને ચાહવાનો એક વીચાર પણ તેને કદી આવ્યો ન હતો ત્યારે તેનો ચેહરો કેવો ગંભીર અને ગમખ્વાર દેખાતો હતો.

તેણી હવે સાચ્ચી વાત જાણી શકી; તેણીએ જાણ્યું કે તેને તેણીએ પોતાનાં જીગરનો તમામ પ્યાર આપ્યો હતો, કે જેને ફક્ત તે ગમી ગઇ હતી અને જેણે તેમ રોકડે રોકડું પરખાવી દેવાની હીંમત કરી હતી. આહ, હવે ત્યારે તેને તેના મધુરા સ્વપ્નાંઓમાંથી જાગી ઉઠવુંજ પડવાનું હતું અને તેના વગરજ જીવવાની કોશેશ કરવી પડવાની હતી, તેઓની મીત્રાચારી લંબાવી રાખવાનું, તે દુઃખી

દીલદારે વીચાર્યું, સાવ દીયાન્યત, મુર્ખાઇ, હેમાકાતજ હતી. તે ચાહતો હતો નહીં પણ તેણી તો તેને ચાહતી હતી. તેણીએ તેનાં વગર અને તેણીના સ્વપ્નાઓ વીનાં જીવવાની કોશેશ કરનીજ જોઇયે.

આહ, જેઓ તૂટેલાં જીગરનો અસહ્ય અકડસાત ખમતાં હોય તે લોક જો ફકટ પોતાનાં જોર ઉપર મુસ્તાક રહેવાને બદલે તે માહનામા પરવરદીગારની દયાની તલબ કરી શકતાં હતે! ડાફને તેવો વિચાર ન કર્યો. તે કંગાળ, નિરાશ, હતાશ, દુઃખી, દીલગીર બની ગઈ, પણ તેણીએ પોતાનાજ જોર ઉપર વિશ્વાસ રાખ્યો, જે મીસાળ લીઓનેલ તુરબીલે પણ કર્યું હતું. તે તેનાં વિનાં જીવશે. ફરીથી કદી પણ તેને તે ચંદની રાતમાં મળવા જશે નહિ અથવા તો બપોરનાં ખેતરમાં તેની સાથે ફરવા વાસ્તે ખોટી થતી ઉભી ન રહેશે--હા, નહિ કદી નહિ.

પહેલ્લો દીવસ પસાર થઇ ગયો. તેણીએ કશું ખાધું નહિ: તે રાતે સુતી, પણ કશો પણ આરામ મેળવ્યા વગર ઉઠી; તેણીએ આખો દીવસ પોતાનું કામ કીધુ અને ફરજ બજાવી, જાણે તેણીનો આત્મા ભર ઉંઘમાં હોય; તેણીના ફુલ મીસાલના તાજા ગોલાબ જેવા મનોહર ચેહરાએ તેનો રંગ તજી દીધો હતો, તેણીની આંખોમાંથી તેજ જતું રહયું હતું. બીજે દીવસે જો કે તે એક ઝળકતો ગરમ દીવસ હતો, છતાં તેણીને ઠંડી લાગી અને કમકમાં આવ્યાં; અને ત્રીજે દહાડે તેને મળવાની તલબ, તેની હાજરીની તૃષ્ણા તે બાપડી ઉપર ગલબો કરી આવી, અશાંતી અને જુસ્સાઓની એક તાવ, જયારે તેણીએ કહયું કે તેણીએ તેને જોવોજ જોઇશે, નહી તો ખચ્ચીત તલાટથી તે મરી જવાની હતી.

કોઇ વેળા એવો પણ વખત આવે છે કે જયારે આપણે આપણી જીંદગી આપણા હાથમાં લઇએ છીએ: ડાફને પણ હાલમાં તે પોતાના હાથોમાં લીધી. તેણીએ શરૂઆત સારી કીધી હતી; બહુ ડહાપણ રાખી તેણીએ જેને તે પોતાનાં જીગરમાં અથાગ હેતથી ચાહતી હતી ને જેને તો ફક્ટ તે ગમી ગઇ હતી તેનાથી દુરની દુર રહેવાનો અને તેમ કરી ભુલી જવાનો દુરઅંદેશ ઠરાવ કરી બેઠી હતી. તેણીએ હવે તેને શા વાસ્તે શોધવા જવું ? તે પોતાની જીંદગીમાં તેના દરજ્જા પ્રમાણે કોઇબી વખતે કોઇ એક લાયક બાનું સાથે પરણી સુખ જોશે. તે ત્યારે તેને પોતાનાં જીગરમાં પ્યારની આવી અગ્ની, આવી ગરમ બોખાર સાથે મળી શકેજ કેમ ? હવે તો તેને ફરી કદી નહીં મળવાનું હતું !

આહ પછી તેની હાજરી માટેની તીક્ષણ તલપ તે કોમળાંગીને થઈ–તેનો અવાજ સમજવાની જાલેમ ભુખ, તેની રૂઆબદાર નજરોમાં જોવાની કાતીલ તરસ. એજ તેણીની કસોટીનો સમો હતો. જો એજ વખતે તે બાળાએ ખુદા તરફથી મદદ માગી હતે, તો તેણીને કોઇ ગેબી જોરે મદદ આપી હતે–યારી બક્ષી હતે; પણ અફસોસ–રે, સદહજાર અફ-સોસ, કે તેણીએ પોતનાંજ કઉવત ઉપર વીશ્વાસ રાખ્યો, તે જોરાવર લાલચની સામે થવાનો તેણીનો નિશ્ચય સુરજના તડકામાં બરફ મીસાળ પીગળી ગયો—અને તેણી પડી.

આ રાત્રે ચંદ્ર કાંઇ પ્રકાશતો હતો નહિ–કુદરતની કારીગરીનો તે રૂપેરી નમુનો કોઈ એક ઘાડાં વાદળાંની અંદર છુપાઇ બેઠો હતો–

તમામ જગત ઉપર એક નરમ, પોચ્ચો અંધકાર છવાઇ રહેલો હતો; હવા ફુલોનાં રસદાર મઘમઘાટથી લચલચી રહેલી હતી; ત્યાં એટલું શાંત હતું કે જાણે આસમાન ઉપરથી ટપકાતાં દવનાં ટીપાંઓનો અવાજ પણ સમજી શકાતો હતો.

તેણીએ તેને જોવાજ જોઇએ. તેનો બાપ બિચારો સ્કુલ હાઉસમાંથી થાકેલો અને કંટાળેલો ઘરે પાછો ફર્યો હતો; તે દીકરીએ તેને વાસ્તે ગરમાગરમ ચાહેનું પ્યાલુ તૈયાર કરી મૂકયું હતું અને તે તો હવે ચોપડી વાંચતો, મોઢાંમાં પાઇપ સાથેજ, ગાઢ ઉંઘમાં પડયો હતો. ડાફ્ન તેની સામે થોડો વખત પોતાનાં જીગરમાં ઉભાઇ આવતી તે લાલચને કચડી નાખવાની કોશેશ કરતી કાંઇ સીવવનું લઇ બેઠી.

થોડેક વખત તે તલસને તે કાબુમાં રાખી શકી; તેણીએ તેના મનથી કહ્યું કે ભલે બહાર બધું સુગંધીદાર અને મીઠા લહેજતથી ભરપુર હતુ, ભને તે તે ગલીમાં ઉપર નીચે ફેરા ફરતો હોય--કાંઇ નહિ. તેણીનું પોતાનું જીગર પણ બધા જુસ્સાઓથી કુદકાઓ અને ઉછાળાઓ મરી રહ્યું હતું અને તેની ભણી જઇ પ્રગવા ભલેને તરફડતું પણ હતું; પણ તોબી તે જવાની નજ હતી. તેણીને તે કાંઇ ચાહતોતો હતો નહિ અને શા વાસ્તે તેને તે મળવા અને જોવા જાય? તે નથીજ જવાની.

પછી તેના હાથોમાંનું કામ ખોળા ઉપર પડયું અને તેનાં વિચારો તેની ભણી દોડયા. એક વખત–માત્ર એક વખત તેનો ચહેરો જોવા તે જશે, તેનો સુરીલો મરદાનગીભર્યો અવાજ સમજશે અને પછી

મોહતની પનાહમાં તે જઇ પડવાની હતી! આ બધા કમબખ્તીભર્યા વિચારો તે માહબુએ કર્યા ને ને ખુરસી ઉપરથી ઉઠીને ઉભી થઇ.

તે ઉઠીને ઉભી થઈ અને તુરત ઘર છોડી બહાર પડી. જ્યારે તે માહાબુબ ગલીમાં આવી ત્યારે સઘળાં ફુલોના જથ્થાબંધ સોડમે જાણે તેણીને ચોતરફથી વધાવી લીધી; મોટી દાંખલીઓએ જોશથી હાલીને તે બાળાને આવકાર દીધો; તે ગંભીર રાત, તેની મીઠી ગાઢ ચુપકીદી સાથે, તેણીનાં જીગરનાં બળતરાં સમજતી હોય તેમ લાગ્યું.

તે ત્યાં હતો! તે રમણી તેને અંધારામાં જોઇ શકી નહિ, પણ તેનાં પગલાંઓનો અવાજ તેને સમજાયો, તે એક પ્યારના ગીતની લીટીઓ ગાતો ફરતો હતો.

બીજી પળે તો તેણી તેની સામે આવી ઉભી! તે કોમળાંગીએ પોતાની જીંદગી હાલમાં પોતાના હાથમાં લીધી હતી—તે હવે વધારે વાર તેનાં જીગરના જોસ્સાદાર ધબકારાઓ સમજી શકી નહિ!

"સ્કવાયર" તે બોલી, અને તેણીનો અવાજ તેનાં વાજીંત્ર સાથે ધ્રુજતો સમજાયો, "માહરાથી—માહરાથી તમને પાછી મળવા આવ્યા વગર રહી શકાયું નથી."

"ડાફ્ન! તને પ્રમાણીકપણે કહુંછ કે હું તને જોઇને હું ખરેખર ઘણો ખુશી થયોછ," તે યુવાને પુકાર્યું "છેલ્લી થોડીક સાંજે મેં તને ખોહી દીધી હતી."

"મને ખોહી દીધી હતી!" તેણીએ પાછું કહ્યું. "આહ, અને હવે મેં તમને ખોહી દીધા છે! તમે મને નહિ ચાહવા વાસ્તે જે

ગમે તેવી બોલો, પણ હું તો તમને અવારનવાર જોવા ને મળવા આવ્યા વગર રહી શકવાની નથી. એ એટલું સખત છે-એટલું તો ધાટકી, કડવાસભર્યું સખત, કે હું વધારે વાર ખમી શકતી નથી."

બીજી માનીટે તો તેણી એક અસલી ઝાડનાં મોટાં થડ ઉપર અઢેલી પડી અને મોટે મોટે રડવા લાગી, જાણે તેણીનું જીગર ભાંગી જતું હોય; અને તે તેણીને જોતો, ઘણી દયા અને આતુરતાથી, ઉભો.

"હવે હું તમને હમેશનાં કરતાં ઓછી ગમતી અવશ," તે તારૂણીએ ડચકાંઓ વચ્ચે કહ્યું--"હવે કે જ્યારે તમે જાણોછો કે મને તમારી ઘણી કાળજી છે ત્યારે. માહરો જાણે કોઇ ચારોજ નથી, અને હું ઇચ્છુંછ-ઓહ, ખુદા માહરા, હું ઇચ્છુંછ કે હું મરી ગઇ હતે!"

તે ગમખ્વાર ને ગુંચવાએલો દેખાયો.

"તુંને ખરેખર માહરી એટલી બધી દરકાર નહીજ હોશે, ડાફ્ન-આટલી બધી?"

તે છોકરીએ પોતાનો સફેદ ચેહરો ઉચકી ઉપર જોયું; અને તે ઉપરની વેદનાની ઉંડી લીટીઓ વાંચી તે ચોંકી ગયો.

"મને તમારી દરકાર છે! મને તમારી ઘણી દરકાર છે! અરે, હું તમને ચાહુંછ; એમ બોલી તેથી મને ધીકકારતા ના-અરે, હું બોલ્યા વગર રહી શકની નથી કે હું તમને ચાહુંછ."

તે ચુપ થઇ ઉભો. આવી એક ગાઢ નીરાશા તેણે જીંદગીમાં પેહલ્લીજ જોઇ હતી અને તે સખત તડખાઇ ગયો. આવી નાઉમેદી! આવો કરૂણારસ! આવી ગમખ્વારી!

પછી તે બોલ્યો:

"હું તને સમજી શકતો નથી, ડાફ્ને;" તેણે ગમખ્વારીની એક ઉંડી હાય ફેંકી. "હું તો ધારતો હતો કે આપણી વચ્ચે બધો ખોલાસો થઇ ગયો હતો. મેં–મને માફ કર–હું કાંઈ રોજ તને પ્યાર ખાતર મળતો ભેટતો નહીં હતો."

"પણ હું તો તમને ચાહયા વગર રહી શકી નથી," તે દીલચસ્પ નાજનીને આંસુઓ વચ્ચે ફરીયાદના તૌરથી કહયું. "તમારા જેવું કોણ છે? આવું ભલું, આવું ઉમદા, આવું દેખાવડું તમારા સીવાય આ જગતમાં કોણ છે? હું તમને પ્યારથી પુંજયા વગર કેમ રહી શકું?"

એક નેક આવેશ તેની રગોમાં ઉછળ્યો–એક જુસ્સો, કે તે રૂપસુંદરાને જણાવી દેવું કે તેણી તેને ચાહતી હતી તો તેવા સંજોગોમાં તેને પાછું ને પાછું મળવાનું તેણી વાસ્તે જરાબી સહીસલામતી અને ડાહપણભર્યું હતું નહીં, કાંયજે તેના જીગરમાં તેણી વાસ્તે પ્યાર જેવું કાંઇએ નહોતું. તેઓને હવે હમેશ વાસ્તે છુટાં પડવું જોઇએ, અને વખત જતાં તેણી તેને વિસરી જઇને સુખી થઇ શકશે.

એ બોલવા વાસ્તે ફકટ ખુદાને એક અપીલ કરવાની જરૂર હતી, જરાક જેટલું મગજનું દ્રઢપણું અને તેણે તેમ કર્યું હતે, પણ તેણે મદદ માગી નહિ–ખુદાનો તો તેને કાંઇ વિચારબી નહિ કર્યો.

તે રૂપસુંદરીનાં રડતા રૂપાળા ચહેરા તરફ એક નિગાહ નાખી તેણે તેણીની કોમળ ગરદન આજુબાજુ પોતાનો હાથ ભેરવ્યો અને બોલ્યો.

"ના રડ, ડાફ્નન, ના રડ–તુંને એમ રડતી હું દેખી શકતો નથી."

તેણે તે બને નાજુક મખમલી કરો પોતાના હાથોમાં ઝાલ્યા; અને પછી, જે જોસ્સાદાર ડચકલાંઓને વધારે ભારી અને વધારે ઉંડા થતાં જોઈ, તેણે તે ધ્રુજતા હોઠો ચુમ્યા.

"ડાફ્નન, ના રડ; અહીં બેસ અને આવ આપણે વાતો કર્યે. હું કેટલો બધો દીલગીર છેઉં! માહરી વાહલી, તેં તાહરો પ્યાર કાંય નહિ બચાવ્યો અને કોઇને આપ્યો, કે જેણે તાહરા પ્રમાણીક પ્યારના બદલામાં તેવોજ બીજો પ્યાર પાછો તને આપ્યો હતે?

"મને કોઇબી પ્યાર જોઇતો નથી," વેદનાથી ઉરપુર અવાજે તે મનોહારીણીએ કહ્યું--"મને તેવા એક પ્યાર વગર ચાલશે. હું તમને ચાહવા અને વરસમાં ફકટ એકજ વખતબી મળવા સંતોષ પામશ, કોઇ બીજાને પ્યાર આપી તેની સાથે હંમેશ વાસ્તે રહેવા કરતાં."

વાંચનારા સાહેબો, એ વર્ણન કરવાનું ઘણું દીલગીરીભર્યું છે: એક ગોલાબ ઉગીને કેમ કરમાઇ જાય છે, એક કમળ ખીલીને કેમ મરી જાય છે, આખો વખત જંગલમાં રહેલું એક જંગલી પખી પીંજરામાં પડતાં કેવી રીતે ઝુરપંજુર થઇ આખર થાય છે તેનું બયાન કરવું ખરેખર શોકાતુર છે–પણ, અરે, એક સ્વચ્છ, નિતિમાન આત્માની પડતી, એક ઝળકતા સીતારાનું તેના ઉચ્ચ આસન ઉપરથી ગબડી પડવાનું વર્ણન તેના કરતાં પણ વધારે કરૂણામય, વધારે શોકાતુર અને દીલમાં ધ્રુજરાં પેદા કરે તેવું છે.

અફસોસ! રે અફસોસ! તે ઉંડા અંધારાવાળી રાત્રે આસમાન ઉપરથી એક ઝળકતો સીતારો ખરી પડયો, અને ખુદ ખુદાનીબી દયાથી તે પાછો પોતાની જગા કદી લઇ શકયો નહી!!

---

## પ્રકરણ ૮.

એ ડાફનને શું દુઃખ હતું? તે ગામડયાંઓએ એક બીજાને ભારી મુંઝવણ અને અકળામણથી પુછતાં હતાં; નીશાળના છોકરાઓ કહેતા કે તેણી સાથે વાતચીત કરવાની કોશેશ કરવાનું ફોકત હતું, કેમજે હવે તે કોઇની પણ સાથે વાત કરતી હતી નહી. તે સુંદરીમાં થએલા ફેરફાર ઉપર તે ગરીબ બાપ બહુ બળાપાથી વીચાર કર્યા કરતો હતો, પણ તે તે સમજી શકયો નહીં તે બધી થાકેલી, કંટાળેલી, ફીકકી નજરે આવતી હતી; તે હવે કામ કરતી વખતે બચ્ચાં સહી મોજથી કદીબી ગાતી નહી, ના તો અગાઉની માફક જરાક જરાકમાં હસી પડતી. તે એક બીજીજ ડાફન હતી—એક ઝુરપંઝુર, કરમાતું કમળનુ ફુલ, એક ઉગતું ખીલતું ગોલાબ નહી.

જયારે કોઇ કોઇ તેણીની દયા ખાઇ તેને શું દુઃખ હતું તેનો પ્રશ્ન કરતાં તો તે તેઓને જણાવતી કે શીયાળાની ઠંડકને લીધે તેણીની તબીયતમાં બીગાડો થયો હતો—બરફ તેણીને કમકમાવતું હતું અને ધ્રુજાવતું હતું, વળી પવન ઘણો થંડો કર જેવો ફુંકતો હતો, ને જયારે પણ ફુલો ખીલીને કરમાઈ મરી જતાં ત્યારે તે હંમેશ ગમગીન અને શોકાતુર બની જતી હતી. એમ તે બધાને કહેતી;

પછી જયારે વાયોલેટ પાછાં આવશે ત્યારે તો ને બરાબર થઇ જવાની હતી. પણ જેઓ તેણીની થાકેલી, કંટાળેલી આંખો સાથનો ફીકકો ચેહરો જોતાં તેઓ પોતાનાં મનથી ઘણી મજબુતીથી કેહતાં કે ઉનાળો યા વસંતરૂતુ પોલ વોરનોનની દીકરીની તેની તંદુરસ્તી પાછી કદી બક્ષી શકવાનાં નથી. પાનખર રૂતુમાં ઘણીક વેળા તેણીને તે ગલીમાં ઘણાંઓ તરફથી જેવામાં આવી હતી, પણ તે ભલા સ્કવાયર વાસ્તે કાંઇ પણ નીદાંનું બુરૂં બોલવા કોઇને કદીબી ગમ્યું ન હતું-બલ્કે એવું તે ભલા મરદ વાસ્તે વિચારવાનીબી કોઇની હીમત થતી નહિ.

તે રૂપેરી, ફુલ ફુલોથી લચલચી રહેલો વખત કેવી રીતે પસાર થઈ ગયો તે ડાફને ચોકકસ જાણ્યું હતું. રાતો હવે સરદીવાળી હતી, અને બેનરમાં કે ગલીમાં ભટકવાની મોજ વધુ વાર મળતી હતી નહિ; વળી લીઓનેલને પણ ફુરસદ હતી નહિ, કેમજે એમી બધો પહરોણાઓથી ચીકાર હતો. અરે, એ બધાંઓ જરા વધારે અગાઉથી આવ્યાં હતે ! તે સઘળામાં લીઓનેલની એક દુરની સગી કાઉનટેસ ઑફ ઇસીનહામ પોતાની એકપુરી દીકરી લેડી એનાબેલ સાથે આવી હતી; અને તે સઘળાં પહરોણાંઓ તેમજ વળી હારટલેના ગામડયાઓ સઘળાં એક સરખાં એકમત થઇ વાતો કરતાં કે જવાન સ્કવાયર લેડી એનાબેલ ઉપરથી બધો થોડો થોડો થઇ જતો હતો.

તેઓ સાથે સ્વારીએ જતા, સાથે ફરવા જતા અને સાથેજ ગાયનોબી ગાતાં; લીઓનેલ જાણે લેડી એનાબેલ સીટનની હાજરીના

પ્રકાશમાંજ જીવતો લાગતો હતો, કેમકે તે તે રૂપસુંદર બાનુને ખરાં જીગરથી ચાહતાં શીખ્યો હતો. તે પરીપેકર નાઝનીનને પહેલી નજરેજ જોતાં તેણે જાણ્યું કે આખી દુન્યામાં એ બાળા સીવાય બીજી કોઇની પણ તે દરકાર કરવાનો હતો નહિ. લેડી એનાબેલ ઘણી ખુબસુરત નવજુવાન બાળા હતીઃ ઉંચી અને દમામદાર; તોરી છતાં ભલી અને ભલમનસાઇવાળી; મીઠી છતાં ડહાપણવાળી. લીઓનેલ તે જતી રહે તેની અગાઉ તેણીને પોતાની મહોરદાર થવાનું પુછી લેવાનો ઇરાદો રાખતો હતો; તેને ખુશી અને મગરૂરી લાગી કે લેડી એનાબેલ જેવી એક તોરવંતી બાળાના પગો આગળ મુકવા વાસ્તે તેની ને બેસ્યાર દોલત અને જાગીરો હતી. પાછળ જોતાં, તેને તેની જીંદગી તમામ સ્વચ્છ પસાર કરેલી જણાઇ, પણ તે ઉપર ફકટ એક દાધ હતો.

ફકત એક દાધ; અને ખુદા એકલાને રોશન હતું કે તે વાસ્તે તેણે કેટલો બધો પસ્તાવો કર્યો હતો! તેણે પોતાના મનને સધ્યા । દેવાની કોશેશ કરી, પોતાના મનથી એવી તકરારો લઇ કે તે કોઇ પણ રીતે ખરાબ આસામી થયો હતો નહીં. ના, ઘણાક દુષ્ટ આસામીઓ જેવા ભુંડો પણ નહીં; છતાં જ્યારે તે અબળાનાં નીખાલેસ ચેહરામાં જોતો કે જેને તે ચાહતો હતો, ત્યારે તે તેની જીંદગીને શ્રાપ દેતો, કે જે તે એકજ ભૂલ સીવાય સાવ ચોકખી અને નીર્મળ હતી.

સાચ્ચી વાત હતી કે તે બહુ સખત રીતે લલચાઇ ગયો હતો, અને તેનો પ્રશ્ચાતાપ પણ કંઇ ઓછો ઉંડો અને ઓછાં ખરાં જીગરનો ન હતો; તેણે તેનાં મનથી કહયું કે જો તે તે થોડા મહી-

નાઓ પાછો જીવી શકતો હતે તો એવી એક લાલચને શરણે જવા કરતાં તે મરી જવાનુ વધારે પસંદ કરતે. એનાબેલે તેનો પેહલો અને એખલો પ્યાર મેળવ્યો હતો પણ તે હવે સ્નેહની મગરૂરીથી પોતાની જીંદગીના પાછલા સફાઓ ઉપર જોઈ શકતો નહતો, અને તે જીંદગીને કાંઇબી ડાઘ દુધી વગરની અસલની નાઇટમ માફકની ગણી શકતો નહી, કે જેમ તેણે ખરાં જીગરની હીંમતથી ઘણુંજ ટુંક અરસાની વાત ઉપર કર્યું હતે.

તે પોતાની જવાન રૂપવતી નેક મોહરદારની બાજુમાં બેગીને દીલખુશ તાહેલ઼ઓ ચલાવવાના મધુરા સ્વપ્નાઓ જોતો, સાથે મળી જે ઉમદા ભલાઇ તેઓ કરી શકવાનાં હતાં અને એકમેકથી જે અપાર સુખ મેળવવાનાં હતાં તેના રસરસતા ખ્યાલો તે કરતો. ખચ્ચીત જ્યારે તે બીજાંઓ તરફ પોતાની જીંદગીજ અર્પી દેવાનો હતો, અને ચોપાસ ભલાઇનો પમરાત ફેલાવવાનો હતો, ત્યારે તો તેની જીંદગીનાં કોરાં પાનાઓ ઉપર તે એખલો ડાઘ જરૂર કરીને ભૂસાઇ અને વિસરાઈ જવાનો હતો—તે એખલું પાપ. કે જે તે કીરતારને, એક બીજાંને અને તેને પોતાને માલમ હતું! ખચ્ચીત, તેની નેકીનો જથો તે પાપને ધોઇ કાહડશે અને તે બારેહકતાળા પણ તેને તે વિષે માફ કરવાનો હતો.

એક રળીયામણી સહવારે—તે માર્ચ મહિનાની શરૂઆતની એક સહવાર હતી—વિનના પહરોણાઓમાંના જવાન જુવાન્યાઓએ એકઠાં થઇ ઘોડેસ્વારીની પાર્ટીએ જવાનું નક્કી કર્યું. જ્યારે તેઓ તે ગલીમાં આવ્યાં, કે જે સાથે લીઓનેલ ઘણો દુ:ખી રીતે ફેમીલીયર હતો, ત્યારે તેની એક સામસામી બાજુએ ફેલાયેલાં લીલાંછમથી

જેટલી એનાબેલ રાજી થઇ તેટલી તે બીજાં કશાથી થઈ શકી નહિ.

"આવો માહરી સાથે, મી૦ તુરબીલ," તે નાઝનીને કહ્યું. અને, તેની મરજી નહિ હોવા છતાં પણ તે સ્કવાયરને ફરજ્યાત જવું પડયું.

"શું સુંદર ગલી છે!" તે માહાજબીઓની માહાજબીએ પાછું પૂકાર્યું "ઉનાળામાં તો એ એક ચીત્રજ રજુ કરતી હોવી જોઇએ!"

હા; એક ચીત્રજ, તેને બરાબર યાદ હતું. તે સુંદર ડાફનના તાજા ખીલેલા ચેહરાને લીલી ડાંખલીઓ વચ્ચે ઉભેલી જોઇ શકયો.

"કેવુ ચીત્રમય કૉટેજ!" એનાબેલે પાછું કહયું; "અને જુઓ, જુઓ, મી૦ તુરબીલ, પેલી છોકરી—કેવો લવલી ચેહરો!"

તેણે જાણ્યું કે તે ડાફન હતી, કે જે દરવાજા આગળ ટીંગાઇને ઉભી ઉભી સઘળું જોતી હતી; તે ચેહરનમુન ભુળકી તેને જોઇ શકે તે અગાઉ તે સઘળુ પામી જઇ શકયો--તે ફીકકોફચ ચેહરો, તે ઝુરપંજુર આકાર, સાવ દુ:ખ, નાશીપાશી અને નીરાશાનો જોતાં દીલમાં ચુંથાઇ આવે તેવો નકશ.

તેણે ત્યાંથી પીઠ ફેરવી જતા રહેવા વાસ્તે તેનું સર્વસ્વ પણ આપી દીધું હને-ગરીબ, સુંદર ડાફન! તે બાપડીએ પોતાની ચક્ષુઓ ઉપાડી અને તેની નજરમાં જોયું; તે સોહામણા ચેહરામાં કીરમજી લાલીનો એક લાલચોળ સોજો આ વેળા ધાઇ આવ્યો નહિ; તેણીએ પહેલાં લીઓનેલ તરફ જોયું, પછી તેની બાજુમાંની તે અબળા તરફ. તેણીની બાજુથી પસાર થઇ જતા તે સ્કવાયરે પોતાની હૅટ

ઉંચકી; પરંતુ ડાફ્ને તો તેને જોયો હોય તેવી કાંઈ પણ નીશાનીઓ કે હીલચાલ કીધી નહિ.

"પેલું સ્કુલ માસ્તરનું ઘર છે," લીઓનેલે એનાબેલને કહ્યું; "અને પેલી ઉભેલી તે એ સ્કુલ માસ્તરની દીકરી હતી."

"બહુ મનમોહક દીકરી છે," એનાબેલે ખરાં જીગરનાં વખાણથી કહ્યું; "પણ એ બિચારી કેટલી બધી માંદા જેવી લાગેછે!"

તેણે જવાબ દીધો નહિ, અને એનાબેલે માન્યું કે તેને તે બાબદમાં ઝાઝી મજાહ પડતી હતી નહિ. તેઓ તે ગલીના બીજે છેડે આવ્યાં; પણ લીઓનેલનાં મગજને તો તે શોકાતુર, દુઃખી, ફીકકો ચેહરો પજવી રહેલો હતો. તેનાં જીગરે તેને એક ચમટો તોડયો–તેનાં તે પાપની તેને યાદ થઇ અને તે બધો શરમીંદગો, ઝંખવાણો બનેલો, કાંઇબી મઝાહ કે ઉત્સાહ વગર, એનાબેલની બાજુમાં ચુપચુપ સવારી કરતો આગળ વધ્યો ગયો.

ડાફ્ન તો હજી પોતાનાં બંને હાથો ટેકવીને દરવાજા આગળજ ઉભી રહી, તેણીની દીલગીર આંખો તો જે બાજુના ઝાડો આગળથી પસાર થઇ તેઓ બામુલ થઈ જતાં હતાં તે ભણી ચોંટી રહેલી હતી. અરેરે, એ વખતે તે કોમળાંગી અગાધ શોકનું એક કેવું મનોહર, સાદું, શોકાતુર ચીત્ર રજુ કરતી હતી!

એ વખતે તે ગલીના નાકેથી એક છોકરો દોડતો દોડતો તેણી ભણી આવ્યો. તે તેણીના બાપની નીશાળનો ચેલો હતો.

"ડાફ્ન," તેણે પૂકાર્યું, "હમણા સ્કવાયર અહીંથી ઘોડા ઉપર બેસીને ગયોની?"

તે સુંદરીએ તેના તરફ જોયું. અને, તે નામ કે જે તેણીનાં મનથી તમામ દુન્યા હતી તે કેટલી સહેલાઇથી તેના હોઠો વાટેથી બાહાર પડતું હતું.

"હા" ડાફ્ને ટુંકમાં જવાબ કર્યો.

"વારૂ, એની સાથે કોઇ બાઇબી હતી—કેમ ?"

"હા, કોઇ હતી ખરી," તે મનોહારીણીએ ઉત્તર દીધો. "કેમ?"

"અરે, એ બાઇએ ગઇ કાલે જીમ ટેલરને એને વાસ્તે દરવાજો ખોલ્યો તેથી એક શીલીંગ આપી હતી," તે છોકરાએ ખોલાસો કર્યો. "હું તેથી હવે હરનઝ હીલ ઉપરથી દોડી જઇને ત્યાં જઇ પુછુંછ કે જેથી મને જે ખાટવાનું મળે તે ખરૂં !" પછી પોતેજ કાંઇબી પૂછ્યા કહ્યા વગર ઉમેર્યું- "તું જાણેછ કે સ્કવાયર એની સાથે પરણવાનો છે ?"

કમબખ્ત ડાફ્ન વરનોને પોતાને તુટી પડતી અટકાવવા સારૂ કોઇ અકુદરતી જોશથી તે દરવાજો ધરી લીધો.

"એની સાથે પરણવાનો છે !"

"હા, અને તેબી થોડા વખતમા. મજાહ છે, દીકરી, મજાહ! વળી સ્કુલમાંથી છુટી મળશે ને મેજબાની ખાવાની તીલ્લોરી પડશે તે તો જુદી ! છેલ્લી 'ફીસ્ટ' યાદ છેની, સ્કવાયર ઉમરમાં આવ્યો હતો ત્યારે અપાયેલી તે ? હવે વળી લગ્નની જયાફત ! ચાલ, બા, ચા..- તું તો હમણા કાંઈ એવી ગળીયલ છાનું થઇ ગઇછ કે તાહરી સાથે વાતબી શું કરે ? હું તો દોડી પુછુંછ પેલી હરનઝ હોલ ઉપરથી, કે જેથી એ લોક જઇ પુગે તે અગાઉ હું ત્યાં ઉભેલો હોઉં."

અને તે ચબરાક દુકતો ત્યાંથી સીસોટી વજાડતો વજાડતો પવન વેગે દોડયો ગયો, જ્યારે ડાફન–કમનશીબ, કંગાળ ડાફન–દુ:ખનો એક શબ્દ કે વેદનાની એક બુમ પણ પાડયા વગર, તમ્મર ખાઇ તે દરવાજાનીજ બાજુમાં ઢગલોપુંજો થઇ બેશુધ્ધ તૂટી પડી.

એમ તે અભાગણી બહુ લાંબો વખત સુધી ફુલોના ઢગ વચ્ચે છુપાયેલી પડી રહી અને પછી નીશાળેથી છુટી તે ગલીમાં રમવા દોડતાં છોકરાંઓનાં રમતબાળ કીલ્યાણુથીજ તે તે બેખબરીની બેખુદી માંથી કળ ખાતી જાગી ઉઠી. તે ઉઠીને ઉભી થઇ, કે જ્યારે તે રમણીનો નાજુક, રૂપાળો, ખુબીદાર ચેહરો જોતાં દીલમાં ધાસ્તી ઉત્પન કરે એટલી ભયાનક હદનો ફીક્કો, માંદો, કાહેલી અને કજરાયેલો દીસ્તો હતો.

"ઓહ, માહરા ખુદા!" તે તૂટી જતાં જીગરે બબડી. "હું શું કરશ? માહરૂં શું થશે? હવે તો હું એવણુને એ કદી કહી શકવાની નથી. હું શું કરશ?" અને બેબોક રડીને છાતી ખોલ્લી કરવા બદલે તે તરૂણ બાળા, એખલી અટુલી, ગભરાયેલી ફુગળાયેલી જેવી, ફાટેલા ડોળે સામી તરફ જોઇને બધા દાવાનળ દુ:ખના સાતમકારક ખ્યાલો કરવા લાગી.

પોતાનાં દુ:ખી ખ્યાલો વચ્ચે તે હરદમ બોલતી સમજાતી: "હું શું કરશ? માહરૂં શું થશે? હવે તો હું એવણુને એ કદી કહી શકવાની નથી."

તે બાળા સ્કવાયરની બાજુમાં ઘોડેસ્વારી કરતી તે મોટે ઘેરની લેડીનો રૂપાળો ચેહરો વિસરી જઇ શકી નહી. શું તે તેણીને ચાહતો

હતો–તેણીને પરણવાનો હતો ? તે દીવસના જેવો અને જેટલો કંટાળા ભર્યો લાંબો દીવસ તેણીને કદી બીજો કોઈ લાગ્યો હતો નહી. પછી એક દીવાન્યત તેણીના મગજ ઉપર ગલબો કરી આવી—એક ઝનુની દીવાન્યત કે જે ભાગ્યેજ મુર્ખાઇ તરીકે લેખી શકાય. તેણીએ વિનમાં જઇને તેને રૂબરૂ જોવાનો વિચાર કર્યો, કે જે બાળાને તે ચાહતો હતો એમ કહેવાતું હતું. તેઓને સાથે તેણીએ જોવાંજ જોઇયે, અને ત્યારેજ તે પોતાની તીક્ષ્ણ પ્રેરણા બુધ્ધીથી કહેવાને સામર્થવાન થશે કે જે વાત ઉડી રહી હતી તે સાચ્ચી હતી કે નહિ–કે તે તેણીને ખરેખર ચાહતો હતો કે નહી ?

ત્યારપછી એ પોતાના ઠરાવને કેવી રીતે અમલમાં મેલવો તેના ખ્યાલોમાં તે તારૂણી મશગુલ થઈ. એક વેળાએ તેણીએ સ્કુલના છોકરાઓને લાહેરી મારતા સમજ્યા હતા કે તેઓ વિનમાં જઇ ત્યાંના ડાઈનીંગ હૉલમાં ડોકયું કરી આવ્યા હતા, અને ત્યાંની મેજબાનીનો આખો મહિમા ખુશખુશાળ જોયો હતો. જો ફક્ત તે પોતે તેમ કરી શકે; જો, જ્યારે રાત્રીના ઓળાઓ આ જેહાન ઉપર ઉતરી આવે ત્યારે, તે તે એબીમાં ચોરીછુપીથી જઇ તે બંનેને સાથે જોઇ શકે ! એક ધીમી, દબાયેલી, દયામણી બુમ તે બાળકીના ગળામાંથી, એ ખ્યાલ પસાર થતાં, બહાર પડી ગઇ.

"ડાફ્ન," તેણીના બાપનો અવાજ સમજાયો, "દીકરા, તને શું દુખ છે ?"

ડાફ્ને ચમકીને ઝોંક ખાઇ, આંખોમાં ગભરાત સાથે, તે ઘરડા નાતવાન ચેહરા તરફ જોયું.

"તને શું દુઃખ છે ?" તે જેફ પીદરે ઘણી કાળજીના હેતથી પોતાની સોહામણી બેટીને પાછો સવાલ કર્યો. "તેં તાહરા ચેહરાનો રંગ, તાહરો ઉમંગ, તાહરી આંખોનું તેજ, તાહરા હોઠોનું હસવું ગુમાવી દીધાં છે; તને શું દુઃખ છે, માહરાં ખુબસુરત બચ્ચાં ?"

"કંઇ નથી," તે દીકરીએ જવાબ દીધો; "શીયાળાને લીધે મને ટાઢી લાગેછ; ઉનાળામાં તો જે બધું મેં ખોઈ દીધુંછ તે હું પાછું મેળવી લેવશ."

તે અવાજમાં અગાધ નીરાશાનું ખોફ્જનક રડવુંજ સમાઇ ગયેલું હતું-મોટાં દુઃખનો ખીન્નખીન્ન પોકાર; મગર તે સમજવા જેટલો તે બુઢ્ઢો ચંચળ કે તેજી ન હતો અને તેણે તે ઉપર કશુંએ ધ્યાન દીધું નહિ. જો ઉનાળામાં તે પાછી અસલની માફક હસ્તી રમતી, રંગીલી રસીલી થઇ જવાની ખાત્રી આપતી હતી તો ચીંતા કરવાની જરૂર રહીજ કયાં હતી ?

એક વાર પાછી ડાફ્ન વરનોન તે અંધારી ચુપકીદીમાં પોતાના ઘેરમાંથી બહાર પડી; અને વિન ભણી દોરવી લઇ જતાં જંગલો અને ખેતરોમાં તે એખલીએખલી ભટકી. તે ધીમેથી ચાલતી હતી, તેણીની મનોહર ચાલમાંથી એક પતંગીયાની ઝડપ જતી રહેલી જોવા હતી. તે ફીક્કા હોઠો વાટેથી ગાયોનાં શીરીં કલામો, મોટી ડાંખલીઓ નાચેથી વાંકા કીધેલાં શીરે પસાર થતાં, બહાર પડતો નહોતો.

આખરે તે નજરે આવ્યો, વિન ઍબી, તે મોટું ચીત્રમય મકાન, કે જેનાં તેણીએ ઘણાં સ્વપનાઓ નિહાળ્યા હતા-સ્વપનાઓ, અફ્સોસ, કેવા નઅક્લા, કેવા મુર્ખા, કેવા બાપભરેલા નાપાયદાર સ્વપનાઓ તે બધા હતા !

ગૉડજ ગેટસ બધા બંધ હતા, કેમજે અંધારૂં પુરતું અને પુષ્કળ હતું; ઉંચા કટેરાઓ કુદાવી ક્યાંથી અને કેમ અંદર જવું તે ડાહનને ખબર હતું, અને તેણીને સ્કવાયરના કુતરાઓની પણ ઝાઝી ધાસ્તી હતી નહી, કેમજે તે સઘળાઓ તેણીને પીછાણતા હતા અને તેણીને જોઇને ઘુરકવાના પણ હતા નાહિ.

જ્યારે તેણી પાર્કમાં આવી ત્યારે ચંદ્રમાં પ્રકાશવા લાગ્યો—ઘણી તેજથી નહિ, પણ એક ખુશનુમા, ધીમા પ્રકારથી. તે આગળ અને આગળ ચાલી, જ્યાંસુધી ડાઇનીંગ હૉલની લાઇટથી બહાર આવતી રેજાઓ તેણીના જોવામાં આવી શકી ત્યાંસુધી. તે ચોરી છુપીથી જરાબી ગડબડ કીધા વગર તે રૂમની એક મોટી કાચની બારીની નજદીક ગઇ અને ડોકાવીને માંહે જોવા લાગી. પડદાઓ થોડાક ખેંચી લેવામાં આવ્યા હતા; પણ તે અંદરનો મહિમાં તો જોઈ શકી—ચળકતું રૂપાકામ, કવચીત મળતી ફ્રુટસનો પાણી છુટે તેવો તજુમલાથી ગોઠવીને મુકેલો દીલચસ્પ સંગ્રહ, એકમેકથી સરસ રંગબેરંગી વાઇનઝ, ત્યાં બેઠેલી રૂપાળી બાનુઓનાં આંખને છક કરી મેલે તેવા ભપકાભર્યા પોશાકો અને દરદાગીનાઓ; અને પછી તેણે સ્કવાયરને ટેબલના મથાળે બેઠેલો જોયો અને તેની બરાબર બાજુમાંની બીજીજ ખુરસી ઉપર લેડી એનાબેલ બેઠેલી હતી, કે જેણીની સ્વર્ગીય સુંદરતા ત્યાંની તમામ લાઇટને ઝાંખી અને ઝંખવાણી કરી મેલતી હતી.

જવાન સ્કવાયર લીઓનેલ તુરબીલનો ચેહરો તમામ હસવુંજ હતો; તેની આંખો, જ્યારે તેની પડોશમાં બેઠેલી તે દીલરૂબા નાઝનીનના એકબી ખામી વગરના ચેહરામાં તે જોતો હતો, ત્યારે સાફ પ્યારનીજ

ભભુકાદાર લાઇટથી ભરાયેલી હતી. લેડી એનાબેલ સાથે વાતો કરતાં તેનાં શીરને તેણીના ગુલાબ તુલ્ય રોખસારોની છેક લગોલગ વાંકું વળેલું ડાફ્‌ને નિકળી પડતી આંખો અને તૂટી જતાં જીગરે જોયું; તેણી, આહ, વલ, તેણીની લાગણીઓ વાસ્તેબી કાંઇ સવાલ હતોજ નહી. તે અબળાનો ચેહરો તે જે ધારતી હતી તેજ બોલો જાણે બોલતો હતો. તે કેટલી રૂપાળી હતી, આ બાનું કે જે કોઇક દીવસે વિન ઍબીની દમામદાર શેઠાણી થવાની હતી! તેણીના વાળ પાછળથી ઘણીએક મનમોહક વળો આપીને સામટા ગુંથી લઇ એકજ મોટા અંબોરામાં ગોઠવી લીધેલા હતા, તેણીના હાથો ખભાં સુધી ખોલ્લા હતા કે જે એક સંપુર્ણ ગોળાકાર ને સફેદીનો જોવાજોગ નમુનો રજુ કરતા હતા; તેણીની સફેદ ગરદન અને છાતી તેણીએ ઓરવી લીધેલાં મોંઘાંદાત મોતીઓના જુમખાથી તારાઓ માફક ઝલેહ અને દીપક મારી રહેલી હતી.

"એવણુ એને ચાહ્યા વગર કેમ રહી શકે?" ડાફ્‌ને દુઃખી દીલે વિચાર્યું. "જો એવણુ આવી મનમોહક બાળાઓનાં ચાલુ સમાગમમાં આવ્ય કરતા હોય, તો માહરા જેવી એકને એવણુ ચાહી શકેજ કેમ! હું ગરીબ અને સાદી છેઉં ને આ બાઇની સરખામણીમાં તો કેટલા બધા દરજ્જે ઓછી ને ઉતરતી! કોઇ દીવસે મને ચાહવાના ઢોંગબી એવણે નથી કીધા."

તેણીનો સફેદ ચેહરો તે બારીના કાચ ઉપર દબાઇને પડગો હતો, તેની એક પણ હીલચાલ તેણીની નજરમાંથી છટકી ગઈ નહી; પણ ત્યાં હસી હસીને ચાલતી વાતોમાંનો એક શબ્દ પણ તેણીનાં કાન ઉપર પડી શકયો નહી.

તે અજબ થઇ.

તે અજબ થઇ, કે જ્યારે તે એમ એક શાહજાદાના રૂબાબથી બેઠો હતો ત્યારે તેનાં મગજમાંથી તેણીની યાદ પસાર થતી હતી કે નહી, કે તેનાં વિચારો કદી આ ઝલેહદાર સીન ઉપરથી ખસી તેણી–ગરીબ ડાફ્‌ન–ભણી જતા હતા કે નહિ. તે તેઓ વચ્ચે કેટલો મોટો તફાવત હતો તે હવે ખોલ્લી રીતે જોઇ શકી–તે આવો જરદાર, આવો રોબવંતો અને તેણી આટલી ગરીબ અને આટલી બધી ચીથડેહાલ. તે આ મોટા માહાલનો રાજા, તેણી બહાર ઠંડક અને અંધારામાં ઉભી રહી તેનાં ચેહરાના દર્શન વાસ્તે ભીક્ષા માંગતી એક ભીખારડણ; તે એટલી હદની દિવાની, એટલી બધી અપંગ અને આંધળી થઇજ કેમ શકી હશે, એવું વિચારીને કે તેઓ વચ્ચેનો મસમોટો અખાત સહેલાઇથી તરી જઇ શકાવાનો હતો? આહ, નહિ, તેને તો તેણીનો કશો વિચાર નહતો; તેણે તેણીને ખોલ્લે ખોલ્લી રીતે પરખાવી દીધું હતું કે તેણી વાસ્તે તેને જરાબી પ્યાર હતો નહિ. ક્યાં તેણી અને ક્યાં તે? ક્યાં ગંગા તેલી, ક્યાં ગંગા શાહ? અરે, તે રૂપસુંદર ઝલેહવંતા ચેહરાની બનુ, તેની પાસે બેઠેલી, તેને કેટલી બધી લાયક અને સંપુર્ણ હતી?

પછી, બહારના નરમ ધાડા ઓળાઓમાં ઉભેલી તે ગરીબ સુંદરીએ તે પાર્ટીને વિખરાઇ જતી જોઇ. એમ સ્કારલેટ હેંગીગસની બાજુમાંથી પસાર થઇ જતાં તેઓની છેક લગોલગ તે સફેદ જવાન ચહેરા અને દુઃખી ઉમરનો દેખાવ કોણે જોયો—અરે, તેનો કોણે વિચાર કીધો? કોઇ—કોઇએજ નહિ. ડાફ્‌ને બાનુઓને હસીહસીને પસાર થઇ જતાં જોઇ; તેણે માદીદાઓને પોતાની ખુરસી વધારે

નજદીક ખેંચતા નિહાળી; પછી તે સ્કવાયરના ચેહરા ઉપર એક છાંયો ફેલાયો. શું તેને તેણીનો વિચાર આવતો હતો? શું તે તેણીના ચેહરા। ખ્યાલ કરતો હતો?

એ પછી તરત માટીંગઓ પણ તે ઓરડો છોડી ગયા. ડાફને લીઓનેલ અને લેડી એનાબેલને એકમેકની બાજુમાં દીઠાં હતાં, પણ તે છતાં તે સંતોષ પામી નહી; તે તેઓને સાથે વાત કરતાં જોવા માંગતી હતી. તે અજાયબ થઇ કે ડ્રૈઈંગ રૂમમાં ડોકાવવાનું તેને વાસ્તે બનવાજોગ હતું કે નહિ. તે અગાસી ઉપરથી થઇને ગઇ અને જોયુ કે ત્યાંની લાંબી બારીઓમાંની એક ખોલ્લી હતી; ત્યાં નાખી દીધેલો પડદો સેહજ ખોલતાં તે અંદરનું બધું જોઈ શકી.

જોઇ શકી? હા—તે અભાગણી સઘળું જોઇ શકી—તે દેખાવ કે જેણે તેણીની આંખોને લગભગ અપંગ બનાવી મેલી. લીઓનેલ અને લેડી એનાબેલ બીજાંથી તદન અલગ બેઠાં હતાં, તેણી એક ગાદાની ખુરસી ઉપર ફરાગતીથી આરામ કરતી પડી હતી અને તે તેની આંખોમાં દુન્યાભરના પ્યાર સાથે તે કોમળ તનબદનની રૂપસુંદરી ઉપર વાંકો વળ્યો હતો; અને એક વખતે, તે ફાટી જતે ડોળે નીહાળી શકી કે, તેણે તેણીનો હાથ લીધો અને તેનાં હોઠો તેની ઉપર દાબ્યા. એ જરૂર તે વરૂા વાસ્તે અસહ્ય થઇ પડી. તે અભાગણીને લાગ્યું કે તેણીનું જીગર જાણે ફાટી જતું હતું.

"એ એને ચાહેછ!" લાંબા ધીમાં ડચકાં સાથે તે નશીબની લીલીએ કળ ખાઇને તેનાં મનથી કહ્યું. "એને ચાહેછ! ઓહ, ખુદા, તુ હવે મને મરવા દે!

તે ત્યાંથી હઠી ગઇ, હવે વધારે વાર જોવાનું, સમજવાનું કે આશા બાંધવાનું ત્યાં કાંઈ પણ રહ્યું ન હતું. તે આ એક અપસરા જેવી અબળાને ચાહતો હતો, કે જે તેની પરણેતુર બનવા વાસ્તે તદ્દન લાયક હતી; અને તે પોતે—યા ખુદા, તેણી વાસ્તે નશીપાશી, નિરાશા અને મોહતજ હતાં.

તે ગુપચુપ ચાલી ગઇ, એકબી દાંખલીએ અવાજ કરીને યાતો તેણીનાં પગલાંઓ ભારી વાગીને તેણીને ઉઘાડી પાડી નહિ. તે અગાસી ઉપરથી પાર્કમાં જવાનાં પગથીયાંઓ ઉતરીને ગઇ; અને હજી તો અરધે રસ્તે પણ પુગી નહી તેટલાં એક ફાંકડા મ્યુઝીકનો સુંદર સરોદ તેણીનાં કાનો ઉપર પડગો. તે બાળાએ વારંવાર રકવાયરને તેનું એકનું એક માનીતું ગાયન ગાતાં સમજગો હતો; હવે તે મરદાનગીભર્યા, રસીલા અવાજની સાથે એક અબળાના કેળવાયેલા કંથનો પણ અંશ ભરેલો સમજાયો—આહ! તે બને અવાજોની મેળવણી—જાણે આ જેહાન ઉપર બેહસ્તનેજ ઉતારતી હતી. યા ખુદા! કેવાં જલદથી કમનશીબ ડાફનને તે સુખી ગઇગુજરીની દુઃખી યાદો થઇ. તે મીઠી ઉન્હાળાની સમી સાંહજે અને હાલમાં કેટલો બધો મોટો તફાવત હતો!

ડાફન ત્યાં પોચાં ઘાસ ઉપર લાગણીઓથી આજેજ થયેલી બેસી ગઇ. તે રડી શકી નહિ; આંસુઓ તેણીની ચક્ષુઓમાં સુકાઇ ગયાં હતાં અને તે બાપડી એક શીકારીની ફંદમાં સપડાયેલી અને તેના હાથોમાંથી નાહસી છુટવા યાહોમ દોડીદોડીને થાકી ગયેલી એક હરણી માફક હાંફતી હુંફતી, ધાડો દમ લેતી, લાંબા ઉગી નિકળેલાં ઘાસોમાં ભરાઇ ચંપાઇ બેઠી.

તે એક ભસવાના અવાજે જાગી ઉઠી—સ્કવાયરના એક કુતરાને તે મળી આવી. તે એખલી, નિરાશ્રીત બાળાએ તેને પોતાની બાજુમાં ખેંચી તેની ખરબચડી ગરદન આજુબાજુ પોતાના હાથો ભેરવ્યા.

"ડૅશ," તે બોલી; "તું જાણેછ-તું જાણેછ હું એવણને કેટલી બધી ચાહું છું ? અને હવે, તેઓ કહેછ કે, એવણ પેલી અબળાને પરણવાના છે—એની ખુબસુરતી, એનાં દરદાગીના અને એનાં સુંદર ભપકાભર્યા પોશાકો સાથે. એમ હોવા છતાં, એવણે મને ચાહવાનો ઢોંગ કદી પણ કર્યો હતો નહિ-તે પ્યાર સઘળો માહરો હતો—દુઃખી, તજાયેલો, મને છોડી બેઠેલો તે અભાગ્યો પ્યાર !"

તે કુતરાએ તેનાથી બની શકી તેટલી બધી માયા દેખાડી-તે તેની મોટી નિરાશા સમજતો લાગ્યો; તે તેણીની બાજુમાં ઠેઠ વાડ સુધી ગયો અને તેણીને મોટા રસ્તા ઉપર સહીસલામત જતાં જોવા સુધી તે થોભ્યો. એક મુગા ચોપગાં જનાવરની પ્રમાણીક દીલસોઝી આદમ જાતની બાહારની ઢોંગી દયા કરતાં ઘણી વધારે મુલ્યવાન છે.

ધીમે ધીમે, દુઃખી દીલે, તે કંગાળ કામીની ઘર ભણી ગઇ. તે બીચારીના મનથી હવે જીંદગી, વખત, આશા, પ્યાર તમામનો છેડો આવી ગયો હતો—અરે, તે અભાગ્યા દુઃખી જીવડાને લાગતું હતું કે તમામ દુન્યાનો અંત આવી ગયો હતો. તે પોતાની આફતથી એટલી બધી ઠાકી ગઈ હતી કે મોહતની પણ જાણે આજું કરી શકતી નહોતી.

જ્યારે ડાફ્ન પોતાનાં જીગરમાં અસહ્ય વેદના અને અગાધ નિરાશા સાથે ઘરે ફરી, ત્યારે જવાન સ્કવાયર તો એનાબેલ આગળ પોતાની માંગણી આજીજીઓ સાથે રજુ કરતો હતો. એ પ્યારનું ખુબસુરત

અને નવું શું હતું કે તેણીની દીલજીત ખુબસુરતી જોતાં તે તેણી ભણી ચાહોમ જોસ્સાઓથી આકર્ષાયો હતો—કે તેણીની નજરમાં પહેલવહેલ્લું જોતાંબી જાણે તેની જીંદગીનો રોહ કોઇ જાદુથી હોય તેમ બદલાઇ જવા પામ્યો હતો?

"અને તું, માઇ ડીયરેસ્ટ," તેણે કહ્યું—"તમામ બાનુ વગમાં માહરી સૌથી ઉત્તમ પ્રીયા, તું મને ચાહેછ? તું તાહરો ચેહરો ફેરવી નાંખેછ, મીઠીઃ એ શું કહેવા માંગેછ "હા" કે "ના?"

"તમે શું ધારોછ?" મસ્તીભર્યા અવાજે તે માહાણુએ પુછયું, અને તેણીનો અવાજ સેહજ અસ્થિર સમજાયો.

"હું કહી શકતો નથી. હું આશા કરૂંછ કે તું મને ચાહાતી હશે, એનાબેલ; જો નહિ તો હું આ દુન્યામાં તદન નકામો થઇ પડવાનો છું, કેમજે તાહરા વિના હું કાંઇબી બજાવી શકવાનો નથી. જો તું મને ચાહતી હશે, તો હું એક ઉપયોગી આદમી—તો જોકે કદાચ મોટો નહિ—તરીકે જીવવા પામીશ. જો તું માહરી દરકાર કરતી નહિ હશે, તો ખચ્ચીતજ હું માહરી જીંદગીને તમામ ખોરવાઇ ગએલી અને રસકસ વિનાનીજ માની લેવશ."

ધીમેથી તે તારૂણીએ પોતાનું ભરાવદાર શીર તેની ભણી ફેરવ્યું.

"મેં—મેં ઘણાંક પરણેલાંઓ વચ્ચે મોટું અસુખ બરપા થયલું જોએલું છે," તે બોલી. "માહરાં કાકી લાઉરા—કે જેવણનાં જેવાં એક નસુનેદાર અખળાની જોડ મળવી મુશકેલ છે તેવણે—પરણ્યા પછી ત્રણુજ મહિનાની અંદર જોયું કે પોતાનો ખાવીંદ તેની એક કઝીન સાથે પ્યાદમાં હતો અને હજી પણ છે. તે બીચારાં તૂટેલાં દીલે માર્યાં

લાગી ગયાં, જો કે દુન્યા તો એમજ કહે છે કે તેવણનાં મોહતનુ કારણ તેવણની નબળી તબીયત હતું. ત્યાર પછી માહરી પોતાની એક કઝીન હતી, કે જેણી જે એક મરદને તે ઘણા મોટા પ્યારે ચાહતી હતી તેનેજ પરણી અને તેઓના લગન પછી તે બીચારીએ જાણ્યું કે તેનાં ખાવીંદનો પ્યાર તો કોઇ બીજીજ અબળાને ખરેખર રીતે અપાયેલો હતો—દુન્યાથી એક તમામ રદ થઇ ગયેલી બાઇને. તે બીચારી એટલી સખ્ખત, એટલી ઠંડી બની ગઇ કે હવે કોઇ તેણીને મુશકેલીથી પીછાણી શકે છે. હું–હું જે શખસને પરણું તેનો હું પહેલોજ પ્યાર હોવો જોઇયે. હું માહરો પ્યાર અને માહરૂં જીગર ફોકટમાં આપી દેવા માંગતી નથી, એક એવાને કે જેને માહરી દરકાર મુદલ નથી અને જેનાં કાંઇક રકમબધ પ્યારો થઇ જવા પામ્યા હોય."

"માહારા બાબમાં તેવું કાંઇ નથી, એનાબેલ." તેણે લગભગ કરગરીને કહ્યું, તે તે રૂપસુંદર આંખોમાં ખુલ્લાં જીગરે જોઇ રહ્યો હતો. "હું કસમ ખાઇ તને કેહુંછ કે તુંજ માહરો પહેલ્લો પ્યાર છે; જ્યાંસુધી મેં તને જોઇ ત્યાંસુધી કદીબી કોઇ પણ અબળાને માહરી પરણેતર બનાવવાનો મેં વિચાર કીધો હતો નહિં."

તે ખુબસુરત સ્વચ્છ આંખો પણ તેની આંખોમાં જોવા લાગી.

"શું તે ખરૂં છે?" તેણીએ પૂછ્યું.

"એક ગૃહસ્થ તરીકેનાં વિશ્વાસ અને માન ઉપર હું કેહુંછ," તેણે જવાબ દીધો, "કે એ તદન ખરૂં છે."

"હુંજ તમારો પહેલ્લો પ્યાર છું?"

"તુંજ માહરો પહેલ્લો પ્યાર છે અને તુંજ માહરી જીંદગી તક એખલો પ્યાર રહેવાની છે, એનામેલ," તેણે ચેહરામાં જોવાજોગ ફીસમને રાતો મારી આવી કહ્યું.

"તમે મને તદન ખાત્રી આપી શકોછ કે, લગન પછી, હું મેં હમણાં જે બિચારીઓનું વર્ણન કીધું તેઓમાંની એક નહિ થવશ—હું એવું કાંઇબી જાણી શકવાની નથી કે જેથી માહરૂં જીગરૂં તુટી અને ભાંગીને ભુકો થઇ જાય?"

"તુંને એમ કદીબી ખબર પડી શકવાની નથી કે મેં તાહરા સીવાય કોઇબી અબળાને ચાહી છે અથવા કોઈની સાથે પણ પરણવાનો વિચાર કીધો હતો, એનાબેલ."

તે આ બધું તેનાં સાચ્ચાં જોશથીજ બોલતો હતો; તેણે કદી કોઇ અબળાને ચાહી હતી નહિ; અને તે કલાકે, કે જ્યારે તેનું તમામ જીગર અને આત્મા તેના મોટા પ્યારમાં રોકાઇ ગયાં હતાં ત્યારે તે ડાફનને ભૂલી ગયો. એકાએક તેણે તેણીને યાદ કીધી; પણ, એજ વખતે તેણે પોતાનાં અંતઃકરણને ખાત્રી આપી કે તે કાંઇ પ્યાર હતો નહિં. તેણે ડાફનને કદી ચાહી નહોતી; તેણે કદી તે છોકરી સાથે પ્યાર કરવાનો ઢોંગ વટીક કર્યો હતો નહિ. હવે જ્યારે પ્યાર અને બીજાં કશાંનોજ સવાલ નહિ હતો ત્યારે તેણીની યાદ શા વાસ્તે તેનાં મગજમાં આવીને ખડી થઇ હતી? તે ડાફન વિષે આ સ્વચ્છ જીવનવાળી, ઉંચી કેળવણી લીધેલી અબળા આગળ કેમ બોલી શકે? તે તેણીને કહીજ શું શકે? તેણી સમજીજ શું શકવાની હતી?

"હું ઇચ્છુંછ," તેણે આનંદે કહ્યું—"હું ઇચ્છુંછ કે માહરી જીંદગી

એકબી દાધા વગરની હને, કે તે તાહશ પગો આગળ મુકી વખતે એક સફેદ સ્વચ્છ ફુલ જેવી હને."

તે બાપડી કાંઇ તેને સમજી શકી નહિ.

"તમે મને ખાત્રી આપોછ કે હુંજ તમારી જીંદગીનો સૌથી પહેલો પ્યાર છું." તે બોલી. "હું એટલાંથીજ સંતોષ પામુંછ."

"ત્યારે તું માહરી પરણેતર બનશે, એનાબેલ ?"

"હા," તે તારૂણીએ જવાબ કર્યો, ધીમી અને મીઠી ગંભીરતાથી. "હું તમારી ધણીઆણી ખુશીથી થવશ."

તેણે તેણીને પોતાનાં હાથોમાં લઇ તે ફુલ જેવા તાજા પમરતા ચહેરાને બધી જોસ્સાભરેલી ચુમીઓથી ભીંજવી નાંખ્યો.

"માહરી જીંદગી સંપુર્ણ થઇછ !" ખુશાલીનાં આવેશમાં તેણે પુકાર્યું. "મારા પ્યાર, માહરી ડારલીંગ, હું તાહરો ઉપકાર કેમ માનું ?"

તે ડાફ્નને તદન ભુલી ગયો, તે કમનશીબ કોમળાંગીનો ના તો વિચાર કે યાદ તેને તે વખતે થઇ શકી. આહ ! તે કમળના ફુલ જેવી એક નિર્દોષ, બેખબર નાઝનીનના તમામ ભવનો ભોગ તેણે એક સાવ અંજાણપણાંની ગફલતીમાં લીધો હતો તેનો તેને વિચારજ કયાંથી આવી શકે ?



## પ્રકરણ ૯.

લેડી ઇસીનહેમનું હૈયું છલકાઈ મલકાઇ ગયું ! વિન અબીની તેણીની યાદગાર મુલાકાત એક ફન્તેહ માત્રજ પુરવાર થઇ હતી અને પોતાની બેહરેનમુન, સકળ ગુણસંપન્ન બેટી એનાબેલનું ભાગ્યશાળી 'ઍન્ગેજમેન્ટ' જાહેર થવા પછી એક અઠવાડીયે તે પોતાને ઘરે ખુશાલીથી હલકાં વા જેવાં જીગરે પાછી ફરી. લીઓનેલે તેણી કનેથી એક વચન જીતી લીધું હતું કે પોતાની "બ્રાઇડ"ને માટે તેને ફક્ટ બે મહિનાંથી જ્યાદા ખોટી કરવો નહિ. ફક્ટ બે મહિના! આવાં એક લગન વાસ્તેની તૈયારી કરવાંનો બે મહિનાનો વખત ખચીત ઘણો–ઘણોજ–ટુંક હતો; છતાં જ્યારે તે બાનુંએ પોતાનો કોલ આપ્યો હતો, તો તે પ્રમાણે ખચ્ચીત થવાનું હતું.

તેઓનાં લગન મેહ મહિનામાં ગોથવાયાં હતાં—ખાસ લીઓનલની મરજીથી. મેહ મહિનામાં થતાં લગનો હંમેશાં કમનશીબ પુરવાર થાય છે, એમ લોકો કહેતાં હતાં; પરંતુ તે વેહમને લેડી ઇસીનહેમે વખોડી કાઢયો. એનાબેલનાં લગનમાં તો ખરેખરૂં નશીબદાર અને ભાગ્યશાળી હતું. આવા એક નહિં જોડી મળી શકે તેવા ખરેખરા ઉમદા માણસ સાથનાં તેણીની બેટીનાં લગનમાં કમનશીબી જેવું હોઇ અને થઇજ શું શકે?

તેઓ તુરત ઘરે ઉપડી ગયાં; અને એક મોટાં, ટુંક વખતમાં થનારા, યાદ રહી જાય તેવાં લગનની તૈયારીઓ કરવા મશગુલ થઇ ગયાં, જ્યારે લીઓનલ પોતાનાં ખરેખરાં સુંદર ઘરને તેની નવી પ્રીય પરણેતરને આવકાર આપવા થકી વધારે સુંદર રીતે આરાસ્ત કરવાનાં ઉમંગી કામમાં રોકાઇ ગયો.

તે તેનાં પ્યારમાં ઘણો સુખી હતો. એટલું તો ખરૂ—કેમકે તેનું જીગર ઘણું તીવ્ર લાગણીઓવાળું હતું—કે જ્યારે તે નાની, રમત્યાળ ચેહરાની ડાફનનો વિચાર કરતો ત્યારે તેનાં અંતઃકરણમાં હમેશાં એક જાનનો ઉછાળો થઇ આવતો કે જેની અસર, એમ થવા પછીથી, તેને ઘણો લાંબો વખત સુધી શોકાતુર બનાવી મેલતી હતી-ડાફ્ન, કે જે આપડીએ તેને દૂન્યાંનાં સઘળાં જોરથી પોતાનો પ્યાર બક્ષી દીધો હતો; ગરીબ, જોસ્સાઓ-વાળી, હેતવંતી ડાફ્ન, કે જેની જાદુઇ ખુબસુરતીએ તેને લલચાવી દીધો હતો અને એક ક્ષણની દીવાન્યતને આધીન બનાંવી મેલ્યો હતો, કે જે વાસ્ને તેનું મગરૂરીભર્યું બાગ એક તુટેલી ડાંખલી જેવું બની ગયું હતુ. ઓ, તે એકજ ઘડીની મોજ-સીરૂં દીવાન્યત-તેને એક કેવાં અગાધ પાપ તરફ દોરવી લઇ ગઇ હતી અને અરે, તેની યાદ કરી તે કેવાં ખરાં જીગરનાં જોશથી કમકમતો અને પસ્તાતો હતો!

તે એક જવાન માણસની ભુલ હતી—દીવાની જવાનીનું એક ગાફેળપણું કે જે વાસ્તે તે ઘણો દિલગીર હતો અને જેને તે વિસરી જવાનાં પોતાની શકિતમાંનાં દરેક પ્રયત્નો કરતો હતો. ગરીબ, એકલી ડાફ્ન; તે માં વગરનું બચ્ચું અને સોબતણ વગરની બાળા!

"ઓહ, ખુદા, હું કાંય એટલો બધો ઘેલો બની ગયો?" તેનાં જીગરનાં મોટા પસ્તાવાનાં કડવાસ હેથળ તેણે વિલાપ કરતા અવાજે પુકાર્યું.

તે હવે તે તારૂણીને કદી મળ્યો હતો નહિ; તે એક બે ફકત પેલી ગલીઓમાં ગયો હતો. તે તાજી દરાખ જેવા મીઠા નોજવાન ચહેરાને

જોવા અને મળવાની આશામાં અને તેણી સુખી ને સંતેષી હતી તે તેણીના હોડો વાટેથી સમજવા. પણ નાં તો તે તેને અનાયસે ગલીમાં મળી ગઇ કે નાં તો જ્યારે તે તેણીનાં કૉટેજમાં ગયો ત્યાં મળી શકી.

"માહરાં લગ્નની વાત એણે માહરાં મોઢેથીજ જાણવી જોઇયે," લીઓનેસે તેનાં મનથી કહ્યું; "એ કોઇ બીજાનાં હોડો મારફતેથી સમજે તે ઠીક નહિ." તે બાપડાને ખબર નહોતી કે જે બાનુંને તે પરણનાર હતો તેનાં હાથની માંગણી કર્યા અગાઉ ગામડાનું લોક તો તેણી સાથનાં તેનાં લગ્નની વાતો મોટાં જોશથી ચરચાવી રહયાં હતાં.

તે અજબ થયો કે તેનાં આટલાં બધાં ફાંફાંઓ છતાં તે ડાફનને અત્યાર સુધી કેમ મળવા પામી શકયો ન હતો? વસંતનો ખુશનુમાં બહાર. તેનાં મઘમઘતાં ફુલોનાં આંખ અને નાકને ખુશ કરે તેવા કુદરતના હાથે બનાવેલા બોજા સાથે પુર જોશથી પ્રગટી નીકળ્યો હતો; છતાં બગીચા આગળથી વારંવાર તે પસાર થઇ જતો હતો ત્યારે તેણે ડાફનને ત્યાં ઉદ્યોગીપણાથી રોકાયેલી કદી જોઇ નહિ. આહ, તે બાપડો કેવી રીતે અટકળ કરી શકે કે તે છોકરી સહવારનાં સુર્ય ઉગ્યા અગાઉજ પોતાનાં કામ ઉપર લાગી જતી કે જેથી તે પોતે બહાર નીકળે તે અગાઉ તો તેણીનું કામ પુરૂં પણ થઈ થઇ ગયેલું હોય!

એક વખતે, કૉટેજ આગળથી પસાર થઇ જતાં, તેને ખ્યાલ ગયો કે બારીએ એક સફેદ ચાદર જેવો ફીકકો અને નખાઇ ગયેલો ચેહરો ઉભો હતો; પણ તે કાંઇ રમત્યાળ અવતારની, ખીલેલા રોખસારો સાથની, તંદરોસ્ત ખુબસુરત ડાફન હોઇ શકે નહિ, તે રકવાયરે

!વચાયુ અને તે ખ્યાલ—જેને તેણે એક હસવાં સરીખો ધખારો આપ્યો—પોતાના મગજમાંથી તેણે ખંખેરી નાખ્યો. તે પછીથી, તેને વિચારવાનું કારણુ મળ્યું કે તેનાં નક્કી થયેલા લગ્નની વાત ગામમાં ફેલાયલી તે બાળકીએ સમજી હતી અને તેથીજ તે તેને મળવાનું ખાસ ખસુસ પોતે આઘા રહીને અખાડા કરી જની હોવી જોઇયે. જો એમજ હોય તો, તે એક ખરેખરી દુરઅંદેશ અબળા હતી— અને તે વાસ્તે તેણીને કીંચીત માત્ર પણ ઠપકો ઘટતો હતો નહિ.

એમ અઠવાડીયાંઓ પસાર થઈ ગયાં અને તેનાં લગનનો વખત નજદીક આવતો ગયો. આનંદી મેહ મહિનાનું તે એક પહેલું અઠવાડીયું હતું; અને ખચ્ચીત તે વખતનાં જેવો રળીયામણો મેહ મહિનો કુદરતે ધરતી માતાને કદી બક્ષ્યો હતો નહિ; તે તમામ તડકો અને રંગબેરંગી ફુલોનો લચલચતો એક જોવાજોગ મહિમા હતો; હૅથૉર્ન અને લીલાક સૌથી સુંદર રવેસે ખીલી નીકળેલાં હતાં, લૅબરનમનાં ઝાડો એટલાં બધાં ફાંકડાં કદી જણાયાં ન હતાં, તમામ જગત ઉપર વસંત રૂતુનો સ્વર્ગીય શ્વાસ ફેળાયેલો હતો; પંખીઓનાં ગાયનોનો અવાજ હંમેશ કરતાં વધારે મ્યુઝીકલ હતો; સારી જગત લીઓનેલને તો ઝલેહવંતી અને ખુશબોહાર લાગતી હતી, કેમજે હવે તે ભાગ્યશાળી વખત તદ્દન લગોલગ આવી લાગ્યો હતો કે જયારે તે જે અબળાને ચાહતો હતો તે તેની પોતાની પરણેતર બનવાની હતી.

પ્યારની ઇશ્વરી અસર હેઠળ તેનું જીગર બધું ગરમ થઇ આવ્યું અને જીંદગીની ખરેખરી લહેજત તરફ ખોલ્યું ખોલાયું. ઓહ, એક પરીપેકર બાળાને ખરાં જીગરથી ચાહવી અને તેને પોતાની પરણેતર

દાખલ સાવ આસાનીથી જીતી જવાનુ કેટલું બધું ખુશકારક છે ! સાચ્ચા પ્યારના માર્ગમાં નડતા કાંટાઓનો અનુભવ મેળવ્યા વગર એક દીલદારને પરણેતર તરીકે ઇનામમાં જીતી જવાનું કેટલું બધું ભાગ્યશાળી છે !

લીઓનેલ તુરવીલને તેની જીંદગીનું તમામ સુખ પોતાનાં પગો સનમુખ અરડાઇ પડેલું નજરે આવ્યુ; અને તેણે તેની અતરાફનાં દરેક જણને સુખી કરવા ઇચ્છયું. તેણે તેનાં વધારે ગરીબ ભાડુતો ઉપર સઘળી જાતની ભેટો મોકલી; તેણે તેની સત્તામાની દરેક મહેરબાની અને દયા તેના માર્ગમાં આવેલાં દરેક જણ તરફ દાખવી અને બધાંને ખુશાળીથી તર કરી મેલ્યાં. તે તે બીજાં સઘળાં- ઓમાં પૉલ વરનોનને ભુલ્યો નહી—બલ્કે ભુલી જઇ શકયો નહિ. જે સૌથી ઉત્તમ બક્ષેસ તે તેને કરી શકયો તે પૈસા હતા; તેણે તેના ઉપર એક પચાસ પાઉંડની નોટ મોકલાવી; તેનાં જીગરનાં ઉંડા- ણુથી–જોકે તે માનવાને તો ના પાડતો હતો તોપણુ–તેને ખાત્રી લાગી કે એ પૈસો જરૂર ડાફનને લાભકારક થઇ પડવાનો હતો–બિચારી તે જરૂર એ પૈસાની સગવડથી સુખ પાંમવાની હતી. તેણે તેણીને કદી પ્રેઝંટ આપી હતી નહિ, પણ તેને જરાબી શક લાગ્યો નહિ કે તેણે મોકલેલા પૈસામાંના થોડાકબી ડાફનના લાભ વાસ્તે વપડાવાના નહતા.

તે તેઓને સાંજનાં મળવા ગયો, અને સંજોગ એવો બન્યો કે તે દીવસે તે સ્કુલ માસ્તરનાં હાથમાં કાંઇ પરીક્ષાને લગતું કામ હતું, અને તેથી રાબેતા કરતાં તે સ્કુલમાં એક કલાક વધારે રોકાઇ ગયેલો હતો. લીઓનેલે ત્યાંનાં બંધ બારણા ઉપર ટકોરાઓ પાડ્યા, ડાફનને તો જોવાનાં લેશ માત્રબી ખ્યાલ વગર; તે ભુળકીએ તેને

એવી તો ચંચળાઇ અને મજબુતીથી હંમેશાં ઉડાવ્યા કીધો હતો કે તેણીને જોવાની આશાનો ખ્યાલ પણ હવે તેને કદી આવી શકતો નહિ. પણ બારણું તો કોઈ એક જાડા ડગળામાં લપેટાયેલા ગુંપેટાયેલા નાજુક આકારે ઉઘાડયું, કે જેનો ચહેરો સફેદ, પતળો ને કંટાળી ગયેલા જેવો હતો, જેની બ્લુ આંખો તમાંમ અશાંતી વચ્ચે તસતસ થઇ રહેલી હતી અને જેનાં સોનેરી વાળનાં ઝુંલફાં એક સફેદ, દાધા દુધી વગરનાં મારબ્લના ટુકડા જેવાં કપાળ ઉપરથી સાવ કંટાળેલી અદાએજ બાંધી દેવામાં આવેલાં હતાં. શું એ ડાફ્ન હતી? શું તે ડાફ્ન હોઈ શકે? તે અજાયબીથી સાવ ચકીત થઇ ગયો અને બીલકુલ હડબડી ગયેલા જેવાએ એક અચંબાનો પોકાર કર્યો.

"ડાફ્ન, શુ એ તું છે?" તેણે કહ્યું.

આહ, તેમાં ભુલ કાઇ ન હતી; એક ગરમ, ભભુકાદાર લાલી કે જે તે બાપડીનાં બંને રોખસારોને જાણે બાળી નાંખતી હતી તે અને તેણીના નખાઇ ગયેલા ચેહરાએ ને ધ્રુજતા પાતળા હાથોએ ડાફ્ન બોલી શકે તે અગાઉ તેને જવાબ મળી ગયો. તે ડાફ્ન હતી કે—કે એ, ખુદા! તેણીનો ભુત—તેણીનો ઓળો?

"હા, હું ડાફ્ન છું," એક ઘણા શોકાતુર અવાજે તે બાપડીએ ઉત્તર દીધો, કે જ્યારે તેને પહેરેલો જાડો કોટ વધતાં જોશથી પોતાનાં કોમળ તનબદન ઉપર ઢાંકયો.

"પણ તું કેટલી બધી માંદી છે—કેટલી બધી ફેરવાઈ ગઇછ!" તે જવાન સ્કવાયરે દિલગીરીથી જળી જતા અવાજે પૂકાર્યું.

"હું કાંઇ માંદી નથી-શીયાળો હંમેશાં આહરી કસોટી કરે છે,

હું–હું ઉનાળો આવતાં તો સાજી થઈ જવશ," તે કંગાળ કામીનીએ ધ્રુજતા માંદા જેવા, તેણીનાં અગાધ શોકાતુરપણામાં નહિ પીછાણી શકાય એવા રેજેરેજ દુઃખી સાહદે જવાબમાં જણાવ્યું.

"હું તાહરે વાસ્તે વાહન મોકલી આપશ; તું એટલી બધી ઉજળી પુણી જેવી થઇ ગઇછ ને તાહરા ચેહરામાં કોઇ એવો અજબ ફેરફાર થવા પામ્યોછ કે હું તને મુશકેલીથી પીછાણી શકયો."

"ઘણો વખત થયાં તમે મને જોઈ નથી અને તેથી માહરો ચેહરો તમો ભૂલી ગયેલા લાગોછ," તેણીએ શાંતીથી જવાબ કર્યો.

ત્યાં એક પળની ચુપકીદી ફેલાઇ.

"ડાફ્ન," એ પછી સ્કવાયર તુરબાલે કહયું; "ડાફ્ન, હું તને કાંઇ કહેવા માંગું છું. હું આજે કેટલો વખત થયો તાહરી સાથે બેચાર મીનીટ વાતો કરી લેવાની તક મેળવવાનાં ફાંફાં મારતો હતો. ખરેખર, તો હું તને જોવા અને મળવા માંગતો હતો. પણ મને માહરી ધારેલી તક કદી હાથ લાગી નથી. ડાફ્ન, હું તને કાંઇ કેહવા માંગું છું."

તે અજબ થયો કે તે બાળાનો ચેહરો વધતો ફીકકો શા વાસ્તે મારી આબ્યો અને તેણીના હોઠો એટલા બધા કાં ધ્રુજ્યા?

"એ કાંઇ માહરા પોતાનેજ લગતું છે," તેણે જારી રાખ્યું; "અને તે એવી જગાએ કેહવા માગુંછ કે જ્યાં આપણને કોઇ રીતની અડચણ નડે નહિં. તું આવતી કાલે ખેતરમાં આવશે?"

"નહિ," તે માહણુઓની માહણુએ સેહજ પણ અચકાયા કે ડમમગ્યા વગર જવાબ કર્યો. "માહરાથી બનશે નહિ."

"પણ મ્હારે તો તને મળવુંજ, ડાફ્ન; મને તુંજ કહે, કયાં અને કયારે ?"

"છેક સની સાંજનાં મોડે, જ્યારે અંધારૂં થવા આવ્યું હોય ત્યારે અને તમને ગમે ત્યાં. અહીં મારા ઘેરનો બગીચો સૌથી સરસ જગા છે; હું આજે રાતનાં નવ વાગે ત્યાં આવીને ઉભેલી હોવશ, જો તમે આવવાની દરકાર રાખતા હોય તો."

"હા, હું પણ ત્યાં આવીશ," તેણે તેણીની રીતભાત ઉપર અજબ થતાં કહ્યું.

"માહરા બાવાજી સ્કુલ રૂમમાં છે," તે બોલી—"તમને તેવણને મળવું છે ?"

તે પાછો અજબ થયો કે તે બાળકીએ પોતેજ, પોતાનાં રાબેતા મુજબ, પોતાનાં વહાલા બાપને સ્કુલમાંથી તેડી લાવવા કાં' માંગ્યું નહિ. વળી તેણીની ઠંડાઇ નિહાળી તે લગરીક અપમાન પણ પામ્યો, મગર તે ઘણાં ભલાં દીલનો હોવાથી કશું બોલ્યો નહિ.

"હું ત્યારે એવણુ આગળ જાઉંછ. ગુડ આફ્ટરનુન !" તેણે કહ્યું.

"ગુડ આફ્ટરનુન, સ્કવાયર !" તેણીએ વળનામાં જવાબ દીધો, વધારે ઠંડા અને બેદરકાર અવાજે; પણ, જ્યારે તે ચાલી ગયો અને તે બાપડી એખલી પડી, ત્યારે તે મનોહારીણી દુઃખ અને કલાંપીતનાં કડવાં આંસુઓનો એક મસમોટો દરીઆવ રડી ! !

"ઓહ માહરા પ્યાર ! માહરા પ્યાર !" તે કળવાઇ કળવાઇને ડચકાંઓ ખાતાં નિરાશાથી તૂટી જતા અવાજે બોલી. "તમે જાણતા નથી, અને હું કહેવાની પણ હામ બીડી શક્તી નથી. જો હું તમને

હમણાં એ કહેવું તો તમે મને ધીકકારો. ઓહ, માહરા વાહલા પ્યાર! તમારા સુખનો હું કેમ ભોગ લેઉં! માહરા તો ભવનો ભોગ લેવાયોછ. પણ તેથી શું હુ તમારાં કીમતી સુખનો ભોગ લેઉં? ઓહ, નહિ—ઓહ નહિ!" અને કાંઇ ખ્યાલ આવતાં તે ગમખ્વાર કમળનાં ફુલે પોતાનું શીર મોટા કમકમાત સાથે બને હાથોમાં છુપાવી દીધું અને ડચકાંઓથી દીવાલ પણ ધ્રુજી રહે તેવી રીતનું એક હૃદયભેદક રૂડન રડતી તે કમનશીબ કોમળાંગી એખલી અટુલી ઘણીક પળો સુધી બેસી રહી.

જ્યારે ઘરડો પૉલ વરનોન ઘરે આવ્યો, ત્યારે તે છોકરી તેની ચાહ તૈયાર કરવાના કામ ઉપર રોકાયેલી હતી—તેણે તેણીની ઉશકેરણી જોઇ નહિ, તેનું પોતાનું મગજ પણ ઘણું રોકાયેલું હતું.

"ડાફ્‌ન," તેણે કહયું, "હું તાહરે વાસ્તે કાંઇ ખબર લાવ્યો છું. મને તો જાણે લાગેછ કે દુન્યા તેનાં અંત પાસે આવતી જાય છે; ખરૂં કહું તો, તને કેમ જણાવવું તે હું જાણતો નથી; તું કદાચ એમ માનશે કે હું મશ્કરી કરૂં છું, અને એ તો સચ્ચાઇ છે—તદન ગંભીર સચ્ચાઇ."

"હું ખાત્રીથી કેહુછ કે જે તે તમે બોલો તો એ સચ્ચાઇજ હોવી જોઇયે, બાવાજી," તેણીએ કાંઇ પણ ઉલટ લીધા વગરનાં અવાજે કહ્યું.

તે ઉંઘાડે માથે ઓરડાની બરાબર અધવચે ઉભો હતો—તેણે ઘણાં ગંભીર દમામથી તેની ગામડયન રીત પ્રમાણે આસમાન ભણી પોતાનાં હાથો ઉંચાવ્યા.

"આસમાન ઉપરનો તે માહનામી સાહેબ એ જવાન શખશને

પોતાના આશીર્વાદો હમેશાં આપતો રહે !" પૉલ વરનોને એક બંદગી કરવાનીજ ગંભીરતાથી પૂકાર્યું.

" કયો જવાન શખશ, બાવાજી ?" ડાફ્‌ને પુછ્યું.

" લીઓનેલ તુરબીલ, માહારી વાહાલી, સ્કવાયર ઑફ વિન, એનું જીગર દૂન્યાંનું સૌથી માયાળુ અને ફમદા છે–એનાં જેવું દૂન્યામાં આજે કોઇજ નથી."

જે શબ્દો તે પોતે ખુદ થોડા વખતની વાત ઉપર બોલી હતી તેજ પાછા બોલાના હતા ! ખરેખર, આ દૂન્યામાં તેનાં જેવો એક બીજો જવાન કોણુજ હોઇ શકે ?

"હું તને બધી વાત મુશકેલીથી કહી શકુંછ, ડાફ્‌ન." તેણે જારી રાખ્યું; "માહરી આંખોમાં ગરમ આંસુંઓ ઉભરાઇ આવેછ, જ્યારે હું જે દયાળુ શબ્દો એ બોલી ગયો ને જે મને આપ્યું તે વખતે એણે માહરા તરફ જે રીતે જોયું તેનો હું વીચાર કરૂંછ ત્યારે. જો, ડાફ્‌ન, એણે મને પચાસ પાંઉન્ડસ આપ્યાછ !"

"પચાસ પાંઉન્ડસ !" ડાફ્‌ને પુકાર્યું. "કાંય—શાને માંટે ?"

"એણે કહ્યું કે થોડા વખતને વાસ્તે એ કેયે જતો રહેવાનો છે; એણે એનાં થોડાંક ભર બાહુતોને કાંઇની કાંઇ પ્રેઝન્ટસ કરેલી છે, અને મનેબી આપવા ચાહતો હતો. એણે કહ્યું કે માહરે વાસ્તે શું ખરીદ કરવું તે તે જાણી ન શકવાથી, એ માહરે વાસ્તે પૈસા લાવ્યો હતો. પચાસ પાંઉન્ડસ—અરે, ડાફ્‌ન, આપણે જીંદગી સુંધી પૈસાવાળાં થઇશું."

"જીંદગી સુધી," તે બાળાએ પોતાનાં બાપનાં શબ્દોનો પડઘો કર્યો, અને તેણીનાં સાહદમાં એક કરૂણામય શોકાતુરપણુ વાંચી લઇ શકાતું હતુ. "જીંદગી સુધી–ઓહ, બાવાજી !"

"પચાસ પાંઉન્ડસ," તે ગરીબ જેક્ સખશે કહ્યું. "ખચ્ચીત, એ એક દોલત છે, ડાફ્ન ! હું માહરી આખી જીંદગીમાં એટલો સુખી–એટલો બધો ઉશકેરાયેલો કદી થયો નથી. મને લાગેછ કે હું જાણે આખી દુન્યા ખરીદી શકવાની હાલતમાં છેઉં. હું તાહરે વાસ્તેબી અદેખાઇ ઉપજાવે એવા સુંદરમાં સુંદર ફ્રોકસ ને ટોપીઓ ને રીબનો લાવરા, માહરી લાડકી. કહે, મને કેહ, તુંને શું જોઇએ છે, ડાફ્ન ? તું જેબી માંગશે તે તને એકદમ મળશે.

"હમણાંને હમણાં કશાંનીબી જરૂર નથી, બાવાજી. મને જોઇશે ત્યારે હું પોતેજ કહેવશ."

"તુંને થોબવાની જરૂરજ શું છે ? તુંને આખાં હારટલેમાં સૌથી સરસ ડ્રેસ હું અપાવવા માંગું છુ; થોબવાની કશીજ જરૂર નથી. મને તો યાદ પણ નથી કે તેં તાહરો નવો ડ્રેસ છેલ્લો કયારે સીવડાવ્યો હતો ?"

"હું ઉનાળા સુધી થોબશ; એજ મને ગમશે–એ મને ગમવુંજ જોઇએ." તે બાળાનાં અવાજમાં ખાસ્તી હતી, પણ તે પામી જવા જેટલો બુઢ્ઢો પૉલ વરનોન ચાલાક ન હતો.

"હું સ્કવાયરની ભલાઇ કદી ભુલી જઇ શકવાનો નથી." તેણે કહ્યું.

"એણે મને આજે કહયું, જ્યારે હું એમ ખારીથી બોલ્યો કે હવે હું ઘણો બુઢ્ઢો થતો જાઉં છું ત્યારે, અને એ માહરા બુઢાપા

વાસ્તે બીહક રાખવાની કાંઇ પણ જરૂર નથી; કેમકે જે ગામડાં અને જે ગામડાંના લોકો વાસ્તે મેં વહીત્રું કરી માહરી જીંદગી ઘસી નાખી છે તે લોકો ફરજ્યાત માહરો ઘરડાપો સાચવશે. એનો અર્થ એટલોજ કે જ્યારે હું કામ કરવા અશકત થવશ ત્યારે મને એક સારૂં જેવું પેંનશન મળશે."

"એવણ ઘણા ભલા છે," તે વાહલી દીકરીએ નમ્ર અવાજે કહયું. અને વખાણમાં બોલાએલા એ નબળા શબ્દો સુણી તે ઘરડો બાપ સંતોષ પામ્યો.

પણ રકવાયર તરફથી મળેલા પૈસાએ ઘરડા વરનોન ઉપર જાદુઈ અસર કરી હતી; તે, ધારા પ્રમાણે, ખાધા પછી, મોંહમાં પાઇપ સાથે સુઈ ગયો નહિ; તે આખો વખત ખુશખુશાળ ટાહેલાંઓ ચલાવતો ખડો અને ખડો સજાગૃત રહયો—છ, સાત, આઠ અને નવ વાગ્યા. પછી આખરે તેણીએજ કહયું:

"તને હાકી ગયા હશો, ફાધર, અને મને હજી તો કાંઇ કામ છે; તમે ત્યારે બીછાણે સીધારો; હું પણ વહેલ્લીજ પોહઠી જવશ"

એમ છતાં પણ, ડાફનને તો તે ઉપર ગયો ત્યાંસુધીનો વખત ઘણોજ લાંબો લાગ્યો, અને પછી તે મોકળી થઇ. જ્યારે તે તે બગીચાનાં છેડે પુગી, કે જ્યાંની વાડ કીરમજી અને સફેદ હૉર્થૉર્નના એક મસમોટા બોજા હેથલ લચલચી રહેલી હતી ત્યાં તેણે લીઆનેલને તેની રાહ જોતો ઉભેલો જોયો, અને તેણી પામી ગઈ કે તે ઘણો લાંબો વખતનો ખોટી થતો ઉભેલો હોવો જોઇએ.

બગીચાની બેઠકની ઉપર સોનેરી લેબરનમનાં મોટાં ગુંછળાંઓ

બળીને એકથાં થયેલાં હતાં, કે જેને લાંબાં ખીલલાં લીલકસ જાણે છાંયો આપતાં હતાં; વળી નજદીકની ઝાડ પણ ફુલોથી મધમથી અને લચલચી રહેલી હોવાથી ત્યાંનુ સઘળું સાવ શીતળ, શીરીન અને સ્વર્ગીયજ નજરે આવતું હતું. મથાળે, ઉંડા બ્લુ આસમાનનાં પેટામાં થોડાક ઝાંખા તારાઓ ઝલેહ મારતા હતા—તે વખતે ફેલાયેલી કુદરતની રોશની નરમ, ઇશ્વરી અને મંદ હતી.

લીઓનલ ડાફનનો વિચાર કરતો હતો. તે કેટલી બધી ફેરવાઇ ગઇ હતી! તે માહાબોખતાર જેવી રમણ્ય રમણીના રૂપસુંદર ચેહરા ઉપરનું નુર અને તાજગી કેમ જતાં રહયાં હતાં? તેની રીતભાત પણ વિચિત્ર હતી. તે તે મીઠી, હસતી રમતી, સુખી ડાફનથી તદન ઉલટીજ હતી, કે જે અસલ ડાફન સાથે ગયા ઉનાળામાં તો તેણે કેવા બધા ખુશખુશાલ કલાકો પસાર કીધા હતા!

તે ત્યાં હતી; તેણે તેનાં પગલાંઓનો અવાજ સમજયો ન હતો, છતાં તે ત્યાં હતી, તેની બાજુમાં ઉભેલી, ચંદ્રમાંની રોશનીનાં જેવી ઠંડી અને શાંત; તેણીનો બાળક આકાર એક જાડા, બ્લુ કોટમાં લપેટાયેલો ગુપેટાયેલો હતો—તેણીનો સફેદ, સુંદર ચેહરો હૉર્યાર્ન મીસાલ ઉજળો સપ.

"ડાફન! મેં તને આવતાં જોઇ કે સમજી પણ નહિ!" લીઓનલ તુરબીલે પૂકાર્યું.

"તમ કોઇ બીજી ચીજનો વિચાર કરતા હતા," તે રમણીએ તેને જવાબમાં કહ્યું.

"નાહ, તું ખોટી છે. હું તો તાહગેજ વિચાર કરતો હતો," તેણે

કહ્યું, પછી, ઉઠીને ઉભો થતાં, તેણે તેણીને એક બેઠક ઉપર બેસાડી અને પોતે તેની બાજુમાં જગા કરી બેઠો. "તું કેટલી બધી ફેરવાઇ ગઇ છે, ડાફ્ન; હું તને મુશકેલીથી પીછાણી શકું છું! તું એટલી બધી ગંભીર, ધુંધસ ને બેદરકાર બની ગઇ છે, કે મને કાંઇ સમજ પણ પડી શકતું નથી. પેલી ડાફ્ન કયાં છે કે જે હંમેશાં હસ્તી રમતી રમત્યાળ રવેશે ગાતી હતી?"

"તે ડાફ્ન તો મરી ગઇછ," દુઃખી ડાફ્ને તમામ શાંતીથી જવાબ કર્યો.

"ખુશાળ ડાફ્ન કે જે મને હંમેશાં કાંઇની કાંઇ રમત્યાળ વાતો કહી સમજાવતી હતી?"

તે છોકરીએ પોતાનો હાથ ઉંચો કર્યો; ઝાંખી તારાઓની રોશનીમાં તે જોઇ શકયો કે તે એક વેળાનો ગોળ, કોમળ, ભરેલો કર કેટલો બધો પતળો થઇ ગયેલો હતો—તે તંદરોસ્ત, ગોરો રમણ્ય હાથ કે જેને તાજાં લીલાં ફ્નંઝ એકથાં કરતો તેણે મોટી મોજ વચ્ચે હમેશાં નિહાળ્યો હતો.

"તમે મને કહેલું કે તમે માહરી સાથે કાંઇ વાત કરવાનાં છેઓ, સ્કવાયર? હું તેથી અહી આવી છું."

"કાંય—ડાફ્ન, એ તને શું થયું છ? તાહરી રીતભાત ખરેખર મને ચકભ્રમ કરેછ!" સ્કવાયરે લગભગ અકળાઇને પૂકાર કર્યો. "તું માહરાથી એટલી બધી નારાજ શા વાસ્તે છે? હું તાહરી સાથે કદી કોઇ ઠગાઇ રમ્યો નથી."

"નહિ," તે ઘણાં નબળા અવાજે બોલી; "તમે ઠગાઇ રમ્યાજ

નથી તમ તો મને બોલ્કે બોલ્લું જણાવી દીધું હતું કે મને તમ ચાહતા નહિ હતા અને કદી ચાહી શકવાના પણ નથી. તમે મને ચાહવાનો પણ ઢોંગ કીધો નથી. હું તે તદ્દન સારી રત્તેશે સમજું છું"

"ત્યારે તું એટલી બધી કાંય બદલાઇ ગઇછ, એટલી બધી વિચિત્ર કેમ બની ગઇછ? તને શું થયું છે? મેં તને 'ચાહવાનો પણ ઢોંગ કર્યો નથી, જેમ તું કહેછ તેમ; પણ તું જાણેછ, જો કે તે ઘણું ગેરમુનાસેબ અને ડાહ્યપણથી વેગળું હતું, છતાં આપણે સૌથી સગસ ફ્રેન્ડઝ હતાં! આજે રાતે મેં તને કાંઇ પ્યારનાં નોનસનસ વાસ્તે મળવા નથી માંગી—ઇટ ઇઝ આફ્ટર ઓફ ફ્રેન્ડશીપ. હું તો તને એમ કહેવા માંગું છું કે આપણે ફ્રેન્ડઝ તો જાવેદાન સુધી રહીશું, અને જ્યારે તું પરણે, ત્યારે હું તાહરા બાવાને તાહરે વાસ્તે કાંઇ રીત આપશ–રીત કે જે તને કોઇબી ઘેરમાં ખુશીથી આવકાર આપની લઇ જશે."

એક કમકમાતની લાગણી કે જેને તે કાબુમાં રાખી ન શકી તે તે કોનળાંગીનાં નાજુક તનબદનમાંથી ઝણઝણાત કરતી વહી ગઇ, તે શાંત, શોકાતુર ચહેરામાં કાંઇબી ફેરફાર થયો નહિ.

"ડાફ્ન, તું અસલનાં જેવી દેખાવાની કોશેશ કર," તે કગળ્યો— "તું જાણેછ, જ્યારે તું આવી દેખાયે છે ત્યારે તાહરી સાથે વાત કરવાનું કેટલું કઠણ છે તે?"

પણ ડાફ્ન ધ્યાન આપતી જણાઈ નહી; તે ચહેરો તો હૅથૅાન ના દગલાઓ ભણી હવે ફેરવાયેલો હતો–તે તે મીઠી ચક્ષુઓમાં ઘણાં ઉંડાણથી જામી રહેલું નહિ બોલી કે નહિ લખી શકાય તેવું જાશીમ, અગાધ શોકાતુરપણું જોઈ શકયો નહિ.

"ડાઇન," તેણે પાછું શરૂ કર્યું. "હું તને કાંઇ કહેવા આવ્યો છું. કે જે હું અથવાડયાંઓ આગમચનો તને કહેવાનો હતો, પણ હુ તને મળીજ કયાં શકયો છુ? હું તને એમ કહેવા માંગુંછ કે હવે માહરાં લગન થવાનાં છે."

પણ તે શબ્દો તો હવામાં ઉડી જતા અને લીલકસ વચ્ચે ગુંગળાઇ મરી જતા સમજાયા. તે છોકરી ઉપર તો તેણે કાંઇએ અસર કીધેલી જણાઇ નહિ. ત્યાં થોડીક માનીટોની ચુપકીદી ફેલાઇ; પછી તે ટુંકમાં બોલી—

"મને તેની ખબર છે."

"હું ધારતો'તો અને બીહતો'તોજ. એ તને કોણે કહયું? હુંજ એ વાત તને પેહલ્લી કેહવા માંગતો હતો; પણ તેં તો મને કાંઇ તક આપીજ નહિં."

"મેં ગામમાં એ વાત બોલાતી અથવાડીયાંઓ થયાં સમજી હતી."

"હું તે એક અબળાને પરણવાનો છેંઉં, કે જે એખલીનેજ હું તમામ જગતમાંથી ચાહતાં શીખ્યો છું," તેણે જારી રાખ્યું; "અને હું આશા રાખુંછ, ડાઇન, કે માહરી મીસાલ તાહરો પણ એક વખત આવે કે જ્યારે તું કોઇને ચાહે અને તેને પરણી જાય."

તે રમણીએ પોતાના હાથમાં હાથ ભેરવી ઘણું જોશથી તેઓને છાતીએ દાબ્યા, પણ જવાબમાં કશું બોલી નહિં. લીઓનેલે ધીમા ઉતાવળ્યા, નમ્ર અવાજે બોલવાનું ચાલુ રાખ્યું.

"ડાઇન, હું માહરાં લગ્ન કરવાની હીંમત કરતો નથી–ઑલ્ટર આગળ ગુંથણીએ મડી પડવાની હું હામ બીડી શકવાનો નથી, જ્યાં

સુધી—જ્યાં સુધી હું તાહરી સંપુર્ણું માફી ચાહી લેંઉ ત્યાંસુધી. તું મને માફ કરી શકેછ? હું કહેતાં જરાપણ શરમાતો નથી કે મેં ખુદા પાસે પણ મને માફ કરવાનું માગી લીધુંછ."

"તમને માફ કરવા જેવું માહરી કને કાંઇ પણ નથી," ડાફન ઠંડાઇથી સુર વગરનાં અવાજે કહયું. "ઠપકો મને ઘટે છે. તમે માહરી સાથે પ્યાર કરવાનો ઢોંગ કદી કર્યો નથી; હું તમને ચાહું છું અને તેથી એ ઠપકો, વાંક, ભૂલ—જેબી કહો તે-વાસ્તે જવાબદાર હું છેંઉ."

"તું ઘણી ઉદાર મનોવૃતીની અબળા છે, ડાફન," તેણે કહયું.

પછી, એક પળ વાસ્તે, તે શાંતી તૂટી ગઇ; તેણીની ખુબસુરત આંખોમાં અસલની તે પ્યારની લાઇટ પાછી ચમકી રહી, તેણીનો મોહક મુખડો ગુલાબનાં મધ્યબીંદુ મીસાલ લાલ થઇ આવ્યો, તેણીનાં અવાજમાં એક જુસ્સાભરેલી રીંગ સમાઇ ગઇ હતી.

"ઉદાર!" તે બિચારીએ પુકાર્યું; "એક કેવો ઉંધી રીતે વપડાયેલો શબ્દ—ઉદાર—અરે, હું તો તમને ચાહું છું; હું તમને ચાહુંછ એં વાત તમે વિસરી જતા લાગો છો! તમારે ખાતર હું કાંઇબી ખમવા—કોઇબી દુ:ખ, કોઇ પણ જાતનું રીબવાનું—કાંઇ પણ સંતાપ સહન કરશ; હું તમારી જીંદગી ખાતર, તમારાં સુખ વાસ્તે માહરી જીંદગીનું પણ બલીદાન આપશ. તમે સમજોછ કે? હું તમારે વાસ્તે મરી જવા પણ તૈયાર છું!"

પછી તે કીરમજી લાલી અને જુસ્સો નાબુદ થઈ ગયાં, તે પાછી નવી ડાફન બની ગઇ, ઠંડી અને શાંત, બેદરકાર ને બેદીલ.

"માહરી વાહલી ડાફન, તું ઘણી માયાળુ છે; માહરે તાહરા પ્યાર વાસ્તે ઉપકાર માનવો જોઇયે, પણ હું તેમ કરી શકતો નથી અને તેમ માહરે કરવું જોઇતું નથી," તેણે જોકે નમ્ર અવાજે કહ્યું, પણ ઘણા નિશ્ચયપુર્વક હાવભાવે, "મને જે કહેવાનું છે તે બોલી દેવા દે. મેં ખોટું કર્યું છે, ઘાટકી રવેશે ખોટું. માહરી તેવી ઇચ્છાજ ન હતી; શરૂઆતમાંજ માંહરે કાબુ રાખવો ઘટતો હતો, તાહરા રૂપાળા ચહેરાની મોહીનીની ફસાવટમાંથી માહરે પહેલ્લેથીજ નાહસી છુટવું હતું; તાહરા અવાજ અને તાહરા પ્યારના જાદુ સામે માહરે મજબુતીથી ટક્કર ઝીલવી હતી; મને તને કહી દેવું હતુ કે રોજ રાતે આપણે મળતાં હતાં તે તદન નાલાયક અને નહિ ઇચ્છવાજોગ હતું; માહરા મીત્રે આપેલી સલાહ અને ચેતવણી માહરે માન્ય રાખી માથે ચઢાવવી હતી અને તને પણ તેમ કરવામાં મદદ આપવી હતી. માહરે તો એક માટીડાનાં બળ અને મજબુતીથી જોરાવર રહેવું હતું, તેને બદલે તો હું એક તુટેલી ડાંખલી જેવો કમજોર બની ગયો."

તે આ બધું બોલી ગયો—ઘણા જુસ્સા, ઘણા નિશ્ચય અને ઘણી દીલસોઝીથી; મગર તે ફીક્કા ચેહરામાં તો કદી કાંઇ ફેરફાર થયો નહિ; તેને લાગ્યું કે તે લોહીના એકબી છાંટા વગરના હોઠો વાટેથી શ્વાસ જેવું પણ કાંઈ નિકળતું ન હતું.

" ડાફન, તું મને માફ કરશે? હું માહરાં ખરાં જીગરથી દિલગીર થઇ તાહરી આગળ માહરું માથું નમાવી પૂછુંછ, તું મને માફ કરશે?"

"જો તમે તે શબ્દો સમજવાની ઇચ્છા રાખતા હોવ તો હું બોલશ. હું તમને માફ કરૂંછ."

"ડૈકુ!" તેણે કહ્યું, "તું માહરી તરફ ઘણી વિચિત્ર રીતે જુએ છે—તાહરે મને કાંઇ બીજું કેહવાનું છે, ડાફ્ન?"

"નહિ," ડાફ્ને જવાબ દીધો.

"તું માહરાથી કાંઇ ભેદ છુપો રાખેછ?" તેણે પૂછયું, "તાહરી આંખો ધાસ્તીથી ભરપુર છે."

તે સફેદ હોઠો ફક્ટ એટલુંજ બોલવા ઉપડયા; "હું કાંઇબી ભેદ છુપો રાખતી નથી. મને કેહવાનું કાંઇ નથી."

"ડાફ્ન, શું તે—તે માહરાં લગન છે, કે જેને લીધે તું આટલી બધી દુ:ખી જણાયછ?" તેણે પૂછયું.

"તમે મને કદી ચાહી નથી– હું તેથી શા વાસ્તે દુ:ખી થાઉ?"

"ઓહ, ડાફ્ન, ડાફ્ન! તું માહરાં જીગરને દુ:ખી કરે છે. હું દુન્યાંની ફક્ટ એકજ અબળાને ચાહું છું; પણ તુને અસલની માફક જોવા હું માહરાં સર્વસ્વમાંનું ઘણુંબી આપવા તૈયાર છેઉ. શું તું મને માહરાં લગનની ખુશાળી પણ ઇચ્છતી નથી?"

"હા, હું તમને ખુંશાલી ઇચ્છું છું. તમને સુખી કરવા અને સુખી જોવા હું માહરી જીંદગી–માહરી તમામ જીંદગી તમને આપી દેવશ!"

ત્યાં થોડોક વખત ચુપકીદી પથરાઇ; પછી તેણે નરમ અવાજે કહ્યું, "મને એક બીજી ચીજ કહે–તું એટલી બધી ફેરવાઇ ગઇ છે. ખચ્ચીત એ કાંઇ માહરો વિચાર નથી કે જેને લીધે એમ થયું છ, અથવા તો દીલમાં ધાસ્તી ધરી બેઠી છે?"

તે ઇનટરવ્યુ દરમ્યાન સૌથી પહેલ્લી વખતે તેણીએ સીધ્ધું તેના ચહેરા સામું જોયું. તે રૂપાળા ચહેરા ઉપરના ફેરફારે તેને એક કેવો જબરદસ્ત મોટો 'શાક' આપ્યો! તે તો જાણે તેણે ઓળખેલી સુખી જવાન ડાફનનો સાવ માત્ર ભુતજ હતો. સૌથી પહેલ્લીજ વાર તે બાળાએ તેની નજરોમાં સ્થિર, સ્વચ્છ, અને હીંમતથી જરા પણ દગમગ્યા વગર જોયું; પછી તે બાપડી એક ધીમી, દરદનાક હાય દેંકી પાછી હઠી ગઇ.

"હું ધાસ્તી ખાતી નથી. હું શા વાસ્તે દુ:ખી થાઉ?" તેણીએ સામો સવાળ કર્યો.

"એ સમજી હું ખુશી થયો છું. હું જે અબળાને માહરી પરણેતર બનાવવાનો છું તેને માહરાં તમામ જીગરથી ચાહુ છું. પણ હું ખરેખરી ગંભીરતાથી જાહેર કરૂંછ કે જો માહરાં લગન તને એક પળ પણ અગાધ દુ:ખ આપતો હોય, તો હું કાંઇ એમ નથી કહેતો કે તેથી માહરાં લગન કરવાનાં ખ્યાલમાંથી હું બાઝ આવું, પણ તે માહરાં સુખનો તમામ નાશ કરી નાંખે."

એક અરધી મીનીટ કાંઇ નવો ખ્યાલ ડાફનનાં મગજમાં આવ્યો હોય તેમ દીસ્યું; તે ઓચીંતી તેની ભણી ફરી, પછી ઘણાં જોરથી પોતાનાં બંને હાથો એકમેકમાં ભેરવ્યા.

"ડાફન, હું તાહરે વાસ્તે સુખી નથી," તે મનોહર ચહેરાને ધારીધારીને જોતાં લીઓનેલે ઘણાં ગંભીર અવાજે કહ્યું. "હું જાણુંછ

કે હું તાહરાં જીગરમાં ઘણું મોટું દુઃખ પેદા કરી જાઉં—તાહરે લગતી કાંઈબી ચીજ છે કે જે હું સમજી શકતો નથી."

"માહરો ખ્યાલ ના કરો," ડાફ્ન બોલી. "તમે સુખી થવાના છો; માહરે લગતા કાંઈબી વિચારને તમારા સુખની વચ્ચે નડતલ નાખતો આવવા ના દેઓ. જો તેમ થશે તો હું દીલગીર થવશ, તેમ કરવાની કાંઈબી જરૂર નથી."

"હું જાઉં તે અગાઉ તું તાહરી સંપુર્ણ માફીની મને ખાત્રી આપે છે, ડાફ્ન?"

"માહરી સંપુર્ણ માફી." તે બોલી. "અને તમે બીજી દુન્યામાં જાણશો કે મેં તમને કેવા ચાહ્યા છે—આ દુન્યામાં તો કદી નહિ."

તે ઉઠીને ઉભો થયો અને તે કોમળાંગીને ઘણી અશાંતીથી જોવા લાગ્યો.

"હું સંતોષ પામ્યો નથી; પણ શબ્દો ફોકટનાં છે—તદન ફોકટનાં, ડાફ્ન. હવે આપણે ગુડબાય ઇચ્છીશું."

"શું એ ગુડબાય છે?" તેણીએ પૂછ્યું, ધીમા નરમ અવાજે.

"હા. આવતી કાલે તો હું વિન છોડી જાઉં છું. માહરાં લગન એક પખવાડીઆમાં છે; પછી હું બહારગામ જવાનો છું."

તે જવાબમાં કશું બોલી નહિ, પણ એક મોટી ચુપકીદીનાં ઉંડાણમાં જાણે તે એકદમ ગરક ગઈ, એક મોટી શાંતીનો દેખાવ તેણી ઉપર ગાલેબ થઇ આવ્યો.

"તું હવે જલ્દી ઘરે ચાલી જા, ડાફ્‌ન." એક મુરબ્બીની અદાથી સ્કવાયર લીઓનેલે કહ્યું. "ઘણું લેટ થયું છે, અને સરદી પણ વધેલી લાગેછ."

તે બાળાએ તેનો ચહેરો પાછો ઉંચક્યો.

"જ્યારે આય 'ગુડબાય' છે," તે બોલી, "ત્યારે તમે જવા અગાઉ મને એક કીસ કરશો ?"

તેણે તેણીનું કપાળ ચુમ્યું અને પછી જતો રહયો, તે બાળાનાં સફેદ સ્થીર ચેહરાને હૉર્થૉર્નથી લચલચેલી વાડભણી ફેરવાયેલો છોડી જઇને; અને જતાં જતાં તે તેનાં તે એખલાં પાપ વાસ્તે મનથી ઘણા શ્રાપીત શબ્દો બોલ્યો.

તેનાં છેલ્લાં પગલાંનો અવાજ જ્યાંસુધી સમજાયો ત્યાંસુધી ડાફ્‌ન જ્યાં બેઠી હતી ત્યાં તમામ સ્થિર બેસી રહી, તેણીની ખુબ-સુરત આંખો એકકી તગરે હૉર્થૉર્નની વાડ ભણી જાણે ચોંટી ગયેલી હતાં; અને, પછી, જાણે એકાએક ટાઢનાં લખલખાં ભરાઇ આવ્યાં હોય તે મીસાળ, તે બિચારીનાં તમામ કોમળ તનબદનમાં કમકમાં ચઢી આવ્યાં અને તે એક નેતરનાં ઝાડ મીસાળ ધ્રુજી રહી. તે પોતાની બેઠક ઉપરથી ઉઠીને ઉભી થઇ અને એક દારૂણ દરદનાક દુ:ખનો પોકાર કરી, જાણે ફરીયાદ કરતી હોય તેમ, તેણીએ પોતાનાં બંને હાથો લાંબા કર્યા.

"ખુદાનો ઉપકાર કે મેં એવણને કહ્યું નહિ !" તે ડચકાંઓથી હાલી રહેલાં શરીરે અને આંસુઓથી અપંગ બની જતી આંખોએ પુકાર કરી ઉઠી. "હું "ધી જાલીમ રવેશે લલચાઇ ગઇ હતી; શબ્દો

જાણે માહરા હોઠોને બાળીને ભસ્મ કરી નાંખતા હતાં તોબી મેં કહ્યું નહિ—મેં કહ્યું નહિ. હવે એવણ પોતાના સુખ ભણી ખુશખુશાલ જઇ શકશે-હવે એવણના મગજ ઉપર કાંઇબી બોજો નથી, જીગરમાં કશી પણ ચીંતા રહેવાની નથી; ચીંતા અને ગમખ્વારી તો માહરે વાસ્તે છે—માહરા જેવી એક કંગાળ દુર્ભાગી વાસ્તે, જન્મથી સુખનો શબ્દ લખાવી લાવેલા આવા એક ઉમદા, હેતવંતા, બહાદુર જીવ વાસ્તે નહિ. તે કીરતારનો આભાર કે માહરો ભેદ મેં માહરી પાસેજ જાળવીને રાખ્યો—એવણે એ વિષે કશુંબી જાણ્યું નથી; અને હું ઇચ્છુંછ કે એવણ પરણીને, પહેલાં સુખની મોજ સંપુર્ણ ચાખ્યા પછી, જ્યારે પાછા ફરે ત્યારે એવણને માહરી કબર દેખાડવામાં આવે, કે જ્યાં માહરી સાથેજ માહરો તે જાલીમ ભરમ સદાબરો દટાયલો હોય. કદાપી ત્યારેજ એવણ સઘળું જાણવા પામશે અને અનુભવ થશે કે આવો એક જાલીમ ભરમ જાવેદાન સુધી જાળવી રાખવા વાસ્તે હું એવણને કેવાં અચંબો પમાડે તેવાં મોટાં, અખુટ અને અજીત વાહાલે ચાહાતી હતી!"

તે ધીમે ધીમે કૉટેજ ભણી ચાલીને ગઇ; પણ, જ્યારે તેણીએ બારણું ખોલ્યું, ત્યારે તે ત્યાંના ઉંબર આગળજ ઉભી રહી ગઇ: તે હીણ-નશીબ બાળકીને લાગ્યું કે ત્યાંની સાંકડી દીવાલો વચ્ચે તે સહેલાઇથી દમ લઇ શકવાની ન હતી, તેણીની અગાધ ગમખ્વારીનો બળતો આતશ તેણીને ગુંગળાવી મેળતો હતો. તેમ તેણીએ બારણું ઢાંકી દીધું અને બહાર બગીચામાં પાછી ગઇ; તે આખ્ખી રાત તે બાપડી લીલકસનાં ખીલી નીકળેલાં ફુલોની હેઠળ, લીલી સરદીવાળી ભોંય

ઉપર, પોતાનું બીછાણું કરી સુતી—અભાગણી તે! પોતાનો પ્યારની તાવ, મોટાં દુઃખ અને નાશીપાશીની અસર હેઠળ તે સાવ દીવાની જેવી જ બની ગઇ હતી.

## પ્રકરણ ૧૦.

તે લગનની તૈયારીઓ ગામડામાં અને વિન એબીમાં ખુશાલીના પુર બહારથી ચાલી રહી હતી. સૌ કોઇ મોટી ખુશાલીમાં ગરક ગયેલું હતું; સ્કવાયરના સુખને સંપુર્ણ બનાવવા જોઇતી જે એક ચીજ હતી, તે એક ધણીઆણી હતી, ગામડાનું લોક કહેતું; અને તેઓ સર્વ ખુબસુરત લેડી એનાબેલને ચાહતાં હતાં, કે જે અદના કે આલા સર્વને હંમેશાં એક મીઠાં, દીલપઝીર હસ્વાં સાથે સ્વિકારતી હતી.

લગનના દીવસે વિન ખાતે દરેક જાતની મજાહ અને મેજબાની આપવામાં આવનાર હતી. પાર્કમાં એક ફેટ કરવામાં આવનાર હતો અને રાત્રે દરેક જણને જમવાનું ઇજન હતું; વળી દરેક જાતની રમત રમતોની પણ ગોઠવણ હતી, અને લૉન ઉપર ડાનસીંગ પણ હતું; સ્કુલનાં છોકરાંઓને પણ મોટી મેજબાની આપવામાં આવનાર હતી, કોઇનેબી ભુલી જવામાં આવ્યા ન હતાં.

ત્યાં ખુશાળી અને આનંદનો પારજ ન હતો; રંગરાગ, હસાહસ અને મોજમજાહ ચોતરફથી જામી રહેલાં લાગતાં હતાં; ખુશાળીનાં ઘાંટા પણ ઘણા જોશભેર વાગી રહેલા હતા અને લોકો સુખમય આનંદથી ભેગાં મળ્યાં હતાં. તેઓ સર્વ જાણતાં હતાં કે

સ્કવાયર પોતાનાજ લોકો વચ્ચે તેનાં લગન થયેલાં જોઇ અત્યંત ઘણો સુખ પામ્યો હતે, પણ તેઓને ખબર હતી કે, તે તેમ કરી શકતો હતો નહિ—તેને તો તે કન્યાને તેના ઘરથી લાવવાની હતી; છતાં, તેનાં ગામડાનું લોક તે દીવસ ખુશીખુરમીમાં ગુજારે તેવી તેની ઇચ્છા હતી અને તે સર્વ લોકોએ તેની એ ઇચ્છાનુસાર કરવાનો પકકો ઠરાવ કીધેલો લાગનો હતો.

આહ, શું તે દીવસ હતો—સ્કવાયરનાં લગ્નનો દીવસ. ઝળકનો ગરમ, સુગંધ અને ગાયનોથી બધો લચલચી રહેલો, દીવસોના દીવસો તક જેવી અને તેવી રીતે યાદ રહી જાય તેવો એક બખ્તાવર દીન. આખો દીવસ આસમાન તમામ સ્વચ્છ અને બ્લુ રહયું હતું અને તે એકબી વાદળી વગરનો પસાર થયો હતો—તે ખુશબખ્તી ભરેલી મેજબાનીની મોજ, તે ખુબસુરતી અને તે સુખમાં દખલ નાખતું કે તેને બગાડી નાખતું ત્યાં કશુંએ ન હતું.

અને તે આખો દીવસ, જ્યારે સુરજ પુર તેજથી ઝલેહ મારી રહયો હતો અને પખીઓ તમામ વખત ગાતાં હતાં, જ્યારે સુખી લોકો મોજથી ડાન્સ કરતાં હતાં ને આપસઆપસમાં મસ્તી તોફાનમાં ચકચુર થયલાં હતાં, જ્યારે તેઓ સઘળાં તે વરરાજા અને વરકન્યાની સલામતી લેતાં હતાં અને તેઓને કુળ જેહાનના આશીરવાદ આપતા ઘાંટો વાગી રહયા હતા, ત્યારે એક એખલી બાળા ખેતરના સૌથી મધ્ય ભાગમાં, જાડી ગીચ ઝાડીઓની પાછળ છુપાઇ સુતી હતી, કે જ્યાં કાંઇબી અવાજ તેને આવી શકે નહિ, અને તે પોચ્ચાં, લાંબાં ઉગી નીકળેલાં ઘાસમાં ચત્તીપાત પડી તે કંગાળ દીલ ધુજાવી મુકે તેવાં

ડુંચકાંઓથી પોતાની નાજુક છાતીને દુઃખવી રહી હતી. તેના હોઠો પાટેથી ફક્ત એકજ શુક્રગુજારીનાં કલામો બહાર પડતા સમજાતા હતા અને તે આ હતાઃ ખુદા તાહરો આભાર–ઓહ, ખુદાનો આભાર તેણીએ તેને હતું કહ્યું નહિ; તેણીએ પોતાનો ભેદ સાચવ્યો હતો! જો તેણીએ તેને કહયું હતે તો તેણે તેણીને જરૂર ધીક્કારી હને. ખુદાનો ઉપકાર કે તે તે બોલી ન હતી!

તે હેતવંતુ, જવાન, કોમળ, અદેખું, નાશીપાશી વચ્ચે મોહતનાં તરફડયાં મારી રહેલું જીગર આખો દીવસ તેની પુઠે અને પુઠે રહયું અને ગયું હતું. તે તેને "ઑલ્ટર" આગળ જોઇ શકી, વળી રીસેપશન આગળ પણ નીહાળી શકી–તે તેને, તેણીનાં મદ મગજના ઝડપથી કામ કરી રહેલા પ્યાલો વચ્ચે, પોતાની પ્રીય પરણેતરને હેતથી બગલગીરી કરતાં અને પ્યારથી નરમ બનેલા તે મનમોહક મુખડા ઉપર ફીસીઓનો એક જોસ્સાદાર વરસાદ વરસાવતો જોઈ રહી. આહ, વૅલ! તે એક પહેલવાન જેવા જોરેમંદ અને ફરેસ્તા જેવા સાચ્ચા જવાને તેની સાથે–એક ગામડાંની સાદીમાદી દીવાની જેવી છોકરી સાથે–પ્યાર કરવાનો ઢોંગ કદી કર્યો હતો નહિ–કોઈ પણ તરાંહની ઠગબાજી ખેલાઇ ન હોતી–એ તેના સીવાય બીજા કોઇને માલમ હતું નહિ.

ઠાકેલી, નસોસ થયેલી, રડતાં રડતાં આજેજ થઇ પડેલી તે કમબખ્ત નાર આયદે ઝાડોની હેઠળ ઉંઘાઇ ગઇ; અને જ્યારે જવાન રકબાયર પોતાની પરણેતરને ચોતરફથી આશીરવાદ અને ભલી દુવાઓ વચ્ચે લઇ ગયો, ત્યારે મોહતની નઝદીક આવેલી હોય તેમ તે બયબાન

રીને માંદી પડેલી હતી, સલાહ, સધ્યારા કે સંતોષના એકબી શબ્દ આપે। તેને મદદ કરે તેવા એક પણ ફ્રેન્ડ વગર.

હાર્ટલે ખાતે ઉનાળાનો વખત ઘણો રોકાણવાળો હતો—ખેડુતો સખ્ખત હેળગારીમાં પડયા હતા, કામદારો બહુ જોશથી કામે લાગી ગયા હતા; અબળાઓ ફળો એકઠાં કરી અને ખેતરને લગતું હલકું ને નજીવું કામ બજાવી પોતાની આવકમાં ઉમેરો કરવાના ઉમંગી કામ ઉપર રોકાઇ ગયેલાં હોવાથી, બીચારી દુઃખી ડાફનને કોઇ પણ નોટીસ કરી શકયું નહિ. પછી તે લાંબા તહેવારના દીવસો આવ્યા અને પચ્ચીસ વરસમા પહેલીજ વખતે તે સ્કુલ ટીચરે એ તહેવારો હાર્ટ-લેની બહાર ગુજારવાનો વિચાર કર્યો. ચોકંશાવરમાં તેનાં કેટલાક મીત્રો અને સગાંવહાલાંઓ હતાં, અને તેથી, એ પચ્ચીસ વરસોનાં એક બહુજ લંબાણુ ગાળા પછી, તેને તેનું તે શહેર જોવા જવા અને તેના અસલના મીત્રો અને સ્નેહીઓને મળવા જવાની એક હોંશ ભરેલી તૃષ્ણા થઈ આવી. તેને મળેલા પચાસ પાઉન્ડને અનામત અને સલામત રાખવા ઉપરાંત તેની કને ખરચી જોગું પુરતું હતું અને તે જવા બધો તલપાપડ થઇ રહયો. ખોટી કશાંની હતી નહિ. સીવાય ડાફનની ઇચ્છા; જો તે આવવા રાજી થાય તો તેની "સ્કિમ" તદન સંપુર્ણ હતી પણ ડાફન તેની સાથે આવવા શું રાજી થશે?

જ્યારે તેણે ડાફન આગળ એ વિષે વાત કીધી ત્યારે તેની મોટી અજાયબી વચ્ચે, તે ચહેરેનમુન ભુળકીએ પોતાના મુખડામાં એક મોટા સધ્યારાના અને જાણે તેણીનાં મગજ ઉપરથી એક કોઇ ગુંચ-વણુનો ભારી બોજ ઉંચકાઇ ગયો હોય તેવા દેખાવે તે ઘરડા બાપના

કરચલી વળી ગયેલા ચહેરા તરફ જોયું. તેનું કારણ શું હોવું જોઇએ- તેણી કે જે તેને આટલી બધી ચાહતી હતી અને જે કદી તેનાથી છુટી થઇ હતી નહી ?

તેણે તો તેની તરફથી ઘણાં વાંધાવિરતીની આશા રાખી હતી- અરે, તે જવાનો હતો જાણી કદાપી તે છોકરી રડીને તોફાન મચાવશે એવીજ બીહક તે ઘરડા બાપને હતી; પણ તેને બદલે તો તે બોલી કે જે તેવણે કરવા ધાર્યું હતું તે સૌથી સારૂં હતું; તેવણે વરસો થયાં રજા જેવું કદી જોયું કે જાણ્યું ન હતું. અને તેથી આ જે રસ્તો તેવણ લેતા હતા તે બેશક ઘણોજ ડહાપણભર્યો અને ઇચ્છવા જોગ હતો. તેણીનો કોમળ ચહેરો લાલ થઇ આવ્યો, જ્યારે એ બધી વાતો કરતાં તે મનોહર આંખો તારા મીસાલ ઝબકી રહી. વળી એ પછી ડાફનેજ તેને મહીના દીવસથી વધારે વખતજ રહેવાની ઘણા જોશ અને ઓહસથી ભલામણ કીધી; કેમજે આટલાં આટલાં વરસો પછી તે જતો હતો તો ટુંક વખતમાં પાછો ફરવા તેને જરૂરજ શું હતી ?

"તું તદ્દન ખાત્રીપુર્વક છે. ડાફન, કે જયારે હું ગયેલો હોઇશ ત્યારે તું એખલી ઝુરશે નહિ ?"

નહિ; તેણી કને ઘણું કરવાનું હતું; તે બાળકીએ જણાવ્યું: પુરતાં કરતાંબી જયાદા.

તેણે પુછ્યું કે તેણીની સાથે રહેવા તેણીને કોઇ જોઇતું હતું- તે ગામડામાંથી કોઇબી એકાદ બાઇ કે છોકરૂં તેણી સાથે સુવા ખુશીથી આવે તેમ હતું. તે તે વિષે ગોઠવણ કરે ?પણ ડાફને ના પાડી, તે તો એખલી રહેવાનું વધારે પસંદ કરતી હતી.

ખરેખર, જે એક મોટી આતુરતાથી તે સ્કુલ માસ્તર પોતાની રજાની રાહ જોઈ રહ્યો તે ઘણી દયા ઉપજાવે તેવું હતું; તે તેને વાસ્તે દરેક જણ આગળ વાત કરતો હતો. એક જવાન ખેડુતે-તેના અસલના ચેલાએ તેને એક મુસાફરીમાં વપરાતો કોથળો આપી તે બાપડાને ખુશાળીથી ગરકાવ કરી મેલ્યો. તેણે તેની થોડીક ચીજો બહુંજ સંભાળથી પેક કીધી; અને તેની એ જતન ભરેલી તૈયારી ખતમ થઇ જ્યારે તે સંતોષથી હસ્યો ત્યારે ડાફનને પણ લાગી આવ્યા વિનાં રહ્યું નહિ.

જે રાત્રે તે જવાનો હતો તેની એક રાત્રી અગાઉ તેઓ બગી-ચામાં સાથે હતાં, એ બાપ દીકરી. તે એક રળીયામણી, રંગીલી ઉના-ળાની તરોતાજગી આપતી સાંહજ હતી, છતાં જવાન ડાફન તો એક જાડા, બ્લુ કોટમાં વિંટળાયેલી અને લપેટાયેલી ગુંપેટાયેલી હતી. તે જૈફ આસામી ખુશી થઇને ચોતરફ જોઇ રહેલો હતો.

"આપણું ઘર બહુ સુંદર છે, ડાફન, તેમજ બગીચો પણ બહુ ઉમદા છે," પૉલ વરનોને કાંઇક મગરૂરી વચ્ચે કહયું. "જ્યારે હું બાહારગામ હોઇશ, ત્યારે એનાં કરતાં વધારે સુંદર બીજું કાંઇપણ જોઈ શકવાનો નથી; હું માહરા બુઢ્ઢાપામાં કેટલો બધો સગવડદાયક છું અને, ખુદા પછીથી. એ બધાં વાસ્તે હું સ્કવાયરનો આભારી છેઉ-ગૉડ બ્લેસ હીમ! હું તેને આભારી છેઉં."

તે કમકમી અને તે જાડો ડગળો પોતાનાં ફુલ જેવાં કોમળ શરી-રની આસપાસ વધારે જોરથી વિંટાળ્યો.

"શું તું માહરી સાથે 'ઍગ્રી' નથી થઈ શકતી, ડાફન?" તે બુઢ્ઢા

બાપે પુછ્યું. "મને જેમ હું ધારૂંછ તેમ તું માનની થાય એવું ગમે છે, અને, માહરી વાહાલી. આપણને ઉપકારી થવુંજ જોઇયે. તાહરા મોંઢેથી મને સમજવા દે 'ખુદા સ્કવાયરનું કલ્યાણ કરો !"

તે પોતાની દીકરીને જોઇ રહયો હતો; તે શબ્દો સમજવાની આતુંરતા વચ્ચે. તે, તે શબ્દો બોલી તે અગાઉ, થોડીક મીનીટો અચકી. પછી તે ધીમા અવાજે બબડી.

"ખુદા સ્કવાયરનું કલ્યાણ કરો !"

એટલા શબ્દોમાં એક કેવો અગાધ પ્યાર, જાલીમ શોકાતુરપણું, બીહક, જુસ્સો, નાશીપાશી સમાઇ જતાં હતાં તે, અરે કહો વાંચનાર, કોણ જાણવા ગયું ?

પૉલ વરનોન બીજી સહવારે જતો રહયો; અને, ડાફને બગીચાના દરવાજા આગળ ઉભી રહીને તેને 'ગુડબાય' કહ્યી. ને તે જૈફ પીદરને ગલીનાં નાકાં સુધી ચાલી જતાં જોતી ઉભી. પછી તે પાછી કૉટેજમાં ગઇ અને બારણું ઢાંકી દીધું. તે એક લાંબી દરદનાક હાય ફેંકી એક ખુરસી ઉપર ધબ દઇને ફસડાઇ પડી; તે જાણે એક મોટા સધ્યારાનું સુખ અનુભવતી હોય તેમ લાગ્યું, જાણે એક જાલીમ કાપુ તેણીના માગમાંથી દુર થઇ ગયો હોય અને પોતે એક મોટી કસોટીમાંથી પસાર થઈ હોય તેવુંજ કાંઇ તે કોમળાંગીનાં ચહેરા ઉપરથી દીસ્યું.

તેજ દીવસે સાંજે—છેક સમી સાંજનાં, જ્યારે અંધારૂં થવા આવ્યું હતું ત્યારે, તે બાળા તે ગામડાનાં એક ઘણું એકાંત ને તદન નવરા રસ્તા ઉપર આવેલા એક કૉટેજમાં ગઇ. તે ત્યાં લગભગ એક કલાક

સુધી રહી હતી, અને જ્યારે તે પાછી બાહાર આવી ત્યારે, તે કંગાળની આંખો રડતાં રડતાં સુઝી આવેલી જણાતી હતી. એક ઉમરે પુગેલી બાનું તેણી સાથે દરવાજા સુધી ચાલી આવી, અને તેઓ રસ્તામાં વાતો કરતાં ઉભાં.

"તમે મને ફસાવશો તો નહિ કેની?" ડાફ્ન સરખસર રડતા અવાજે બોલતી સમજાઇ.

"નહિ." બુઢ્ઢી મીસીસ મેથ્યુસે કહ્યું; "હુ તને કદી ફસાવાની નથી; પણ એ ખલ્લા કીરતારને રોશન છે કે તાહરૂં શું થશે!"

"હું જાણુંછ." ડાફ્ન બોલી; "તમે તમારૂં વચન તો યાદ રાખશોની? ગુડ નાઇટ."

અને તે છોકરી ત્યાંથી ઉતાવળી ઉતાવળી ચાલી ગઇ, જ્યારે ઘરડી મીસીસ મેથ્યુસ તે ચાલી જતા કોમળ આકારને અજાયબી અને મોટા સંતાપની લાગણીથી જોતી ઘણો વખત સુધી એમની એમ ઉભી રહી.

"ખુદા અમારા તરફ ભલો થજો!" તે તેનાં મનથી, અટવાટ કરતી હોય તે માફક, બોલી. "અમો બધાં કંગાળ ગુનેહગારો છીયે; પણ આ ગરીબ, સુદર, જવાન છોકરી! એનો જન્મ થયો હતો તે વખતે હું એની માતા સાથે હતી; અને હવે હું કેમ વિચારી શકું કે—? એનો બાપ બિચારો શું કરશે—અરે, તે બિચારો કેમ કરશે?"

તે દીલસોઝ ઘરડી તે આખી રાત મોટા વિચારમાં અને ચીંતાથી જાગૃત પડી રહી; બીહકથી, ગભરાનથી, ફીકરથી તે તેનાં મનથી અનેક વખત બોલી—

"એ બિચારી ગરીબ, સુંદર, એબ્લી છોકરી! એ કંગાળ, કમનશીબ, અનાથ બાળક! બાપડી શું કરશે?"

તેણીએ ગામમાં ડાફ્ન વરનોન વિષે જે બોલાતું સમજ્યું હતું તે બધું વિચારી જોવાની કોશેશ કીધી. તે રૂપસુંદરીની વિરૂધ્ધ જતો એક સવાલ કરવામાં આવ્યો ન હતો—તેણી વિષે કોઈબી નિંદા, કોઈબી ચાવાચીવી, કશીબી ચકચાર કદી સમજવામાં આવી હતી નહિ—કોઇ પણ તરેહની ગલીચ અફવા ઉડેલી જણાઇ હતી નહિ; અને હવે? ઓ, ખુદા! મીસીસ મેથ્યુસે જે ભયાનક એકરાર તે છોકરીનાં મોંઢેથી સમજ્યો હતો તે જાણી જાણે અજાયબીથી તે ફાટી જતી હતી!

"જીંદગી એક ગુંચવાડો આપનારૂં ઉખ્યાણું છે!" તે ચટકફટક કરવા લાગી. "પણ આના જેટલો તો ગુંચવાડો મને કદી લાગ્યો નથી. ગરીબ, સુંદર ડાફ્ન! તે બિચારીનું હવે શું થશે?"

---

## પ્રકરણ ૧૧.

લીઓનલ તુરબીલ અને તેની રૂપસુંદર પરણેતર ખુબસુરત ઇટેલીમાં આવેલી કેટલીક પીકચર ગેલેરીઝમાંની એકમાં ઉભાં હતાં, તેઓની આંખો તેઓની અતરાફમાં મૂકાયેલાં અનુપમ પેનટીંગસથી ઘણી સંતોષ પામેલી હતી. એનાબેલ સંતોષનો એક લાંબો શ્વાસ ખેંચી બેસી ગઇ; તેનાં ભરથારનાં ચંચળ કાનો ઉપર તે મીઠા હોઠો વાટેથી થાકનો એક નિસાસો પણ બાહાર પડેલો અથડયો.

"તું થાકી ગઇ છે, એનાબેલ," કાળજીથી તે પ્યારની એક મનમોહક પુતળી ઉપર વાંકો વળી લીઓનેલે કહ્યુ. "આરામ કર. આપણે અહીં બેસીને વાતો કરી શકશું, કેમકે આજનાં દીવસ માટે તું પુરતું જોઇ ફરેલી છે."

"હું આરામ લેવા ખુશી થવશ," એનાબેલે જવાબમાં કહ્યું; "અને હું હવે ઘરે જવા વિષે તમારી આગળ વાત કરવા માગું છ."

તેઓની સામે દિવાલ ઉપર એકબેકથી સરસ પીકચરનો એક જોવાજોગ મેળો હતો; અને જ્યારે એનાબેલ બોલી, ત્યારે લીઓનેલની આંખો તે દુન્યાંનાં ચુનંદા લેખાતાં ચીત્રો ઉપર ભટકતી હતી. એક ચીત્રમાં તાજા ખીલી નિકળેલા ગોલાબો વચ્ચે, ગોલાબનાં જેવાજ નિર્દોષ ચેહરાનું એક બાળક સુતેલું દેખાડવામાં આવ્યું હતું; ત્યાં એક બીજું ચીત્ર હતું કે જેણે લીઓનેલનું ખાસ વધારે ધ્યાન ખેંચ્યું. તેની હેઠળ આ લેખ હતો, "બુઢ્ઢાપો, આબરૂ ઇજ્જતથી સણગારેલો:- એક ઇંગલીશ ઘરનો દેખાવ."-એક અસલવારેના મોટાં ઘરનો હૉલ, સ્કવાયર સઘડીની પાસે એક બાજુએ બેઠેલો હતો, તેની પરણેતર બીજી બાજુએ હતી, તે સ્કવાયરનું માથું વરસોનાં ભરાવા સાથે સફેદ રૂપેરી હતું, તેનાં બાળકો, સ્ત્રી અને મરદવેશમાં આવેલાં, તેની આજુ-બાજુ ઉભેલાં હતાં; વળીગરીબ, નાતવાન અને ભૂખ્યાં લોકોને તેનાં દરવાજા આગળથી મોટા સંતોષ વચ્ચે, ભરેલા હાથો સાથે, ચાલી જતાં દેખડાવવામાં આવ્યાં હતાં; તે જૈફ સખશનાં શીર ઉપર એક લાઇટનું કીરણ ફેંકવામાં આવેલું હતું, જાણે તે સ્વર્ગમાંથી નાખવામાં આવેલું હોય તેમ; તેમાં રૂપાંનું એક તાજ લટકાવમાં આવેલું હતું—એક

સુંદર દ્રષ્ટાંતરૂપી કથા. લીઓનલ તે અસરકારક ચીત્ર ઘણો લાંબો વખત સુધી અને મોટી ગંભીરતાથી જોતો ઉભો.

"એનાબેલ," તેણે એકાએક કહયું; "કુદરતે મને સારો માણસ થવા સરજેલો છે, એમ મને ખાત્રીથી લાગે છે."

તે પરીપેકર નાર ઘણા મીથાસથી હસી, જે મીસાલ તે હરહંમેશ તેના પ્યારા ભરથારના જુસ્સાદાર શબ્દો સમજી કરતી હતી.

"તમે ભલા માણસ છો, લીઓનેલ. તમે એમ કાં બોલો છો?" તેણે તે પેનટીંગ તરફ આંગળી કીધી.

"હું ધારૂંછ કે હું કુદરતી એક સારો માણસ છેંઉ," તેણે કહયું. "પેલાં પીકચરમાં હું કાંઇ અજબ જેવું જાદુ જોઉં છું. હું આ પીકચરમાંનાં બુઢા સ્કવાયર જેવો થવા માગુંછ, માહરી ફરજને સારી અને વફાદારીભરેલી રીતે બજાવીને, સ્વર્ગનો પ્રકાશ માહરા માથાં ઉપર ઝલેહ મારતો રહે અને એક સારી જીંદગીનુંજ તાજ માહરે માથે પહેરાવા વાસ્તે તૈયાર હોય, માહરી પરણેતર માહરી બાજુમાં અને માહરાં છોકરાંઓ માહરી અતરાફમાં."

"એ એક ઘણું સુંદર પીકચર છે," એનાબેલે વિચારવંત અદાએ જવાબ કર્યો.

"હા; એણે માહરામાં અભીલાષાઓને ઉશકેરેલી છે, એનાબેલ."

પછી તેણે તે મધુરી મોહરદારને પોતાની આશાઓ અને વિચારો માટે કહયું, કે જે તે જ્યારે ઉમરમાં આવ્યો હતો ત્યારે તેણે તેનાં મનથી નકકી કર્યાં હતા, કે જે વખતે તેણે તેનાં લોકો ભણી ખુદાનાં

એક "ત્રસ્ટ" તરીકે જોયાં હતાં. તે આ સમજી ઘણી વધારે ઉલ્લટમંદ થયેલી નજરે આવી, તેના મરદાનગીભર્યા દમામદાર ચેહરા ઉપર તેણે ઘણાં મોટાં માન અને પ્યારથી પોતાની ખુબસુરત આંખો ઘણાં ધ્યાંનથી ચોંટાડી. . . . . .

"મેં ઘણી વેળા એજ ચીજનો વિચાર કરેલો છે," તે બોલી; "એક મોટા 'લૅન્ડઓનર'ની ફરજ ખાલી ભાડું લેવા અને લખતો કરવા કરતાં ઘણી વધારે મોટી અને ઘણી વધારે ગંભીર હોય છે."

તેઓને પરણ્યાંને અથવાડયાંઓ વહી ગયાં હતાં, તે છતાં, હાલની માફક, તેઓનાં કદી જીગરસે જીગર અને આતમાસે આતમા મળ્યાં ન હતાં: તે પોતાની ધણીયાણીને તેની અભીલાષાઓમાં ઉમંગ લેતી જોઇ ઘણો ખુશી થયો. તે ચીત્ર, એક ભલી જીંદગી સ્વર્ગનો માર્ગ ખોલી આપે છે તેનો ખ્યાલ આપતું તે મનોહર ચીત્ર તરફ આખો વખત નજર રાખી તે હેતવંતું જોડું તેઓના ભવિષ્યની વાતો કરતું બેઠું.

આહ, તે એક કેવું ભવિષ્ય હતું! તેણી 'લેડી બાઉનટીફુલ' થવાની હતી, જ્યારે તે તેણીનો 'સ્ટુઅર્ડ' થવાનો હતો; તેઓ કાંઈ પોતાને વાસ્તે જીવવાનાં ન હતાં, તેઓ તો બીજાને વાસ્તે પોતાની જીંદગી પસાર કરવાનાં હતાં; તેઓ એવી કીસમની જીંદગી ગુજારવાનાં હતાં કે જ્યારે તેઓ મરી જાય ત્યારે તેઓ ઉપર આધાર રાખતાં એમ બોલવા પાંમે—"આપણે આપણા સૌથી સરસ મીત્રો ખોહી દીધાં છે."

"હું માહરી જીંદગીનાં કામની શરૂઆત કરી નાંખવા ઇંતેજાર છેઉં," એનાબેલે કહયું. "લીઓનલ; હવે ચાલો આપણે ઘેરે જઇયે."

તેની આંખો, દીવાલ તરફ જોતાં, એક પીકચર ઉપર પડી,' કે જે તેણે અગાઉ જોયું હતું નહિ—મોટાં અલડરનાં ઝાડોની હેઠળ વહેતું એક કાળું નાળું અને તેની સપાટી ઉપર એક જવાન બાળાનું મરણ પામેલું શરીર તરતું હતું. તેણે તેની નજરને જાણે બાંધી લીધી; કેમજે તે ચેહરો આબાદ ડાફનના ચહેરાને મળતો આવતો હતો.

પોતાનાં ભરથાર તરફ જોતાં એનાબેલની પણ નજર તે ઉપર પડી અને તે પૂકારી ઉઠી.

" એક કેવું અગવડભર્યું અને બેચેની આપતું ચીત્ર ! લીઓનેલ, દુખી મૂવેલી એ છોકરીના ચેહરા તરફ જુઓ—મેં એવો એક કેથે અગાઉ જોયેલો મને યાદ છે."

તે ઉઠીને ઉભો થયો; તેનાંથી ડાફનનાં ચેહરા સાથની તે મરણ પાંમેલી બાળકીનું પીકચર જોવાઇ શકાયું નહિ. ડાફનને લગતો વિચાર કીધા અગાઉ જાણે વરસો પસાર થઇ ગયેલાં લાગતાં હતાં. તેણે ઘણાં ઉંડાણથી એક નિસાસો નાંખ્યો, તે ભુળકીને યાદ કરી તેની જીંદગીમાંનાં તે એકજ કાળા દાઘનો ખ્યાલ આવતાં.

" તુંને ઘરે પાછું ફરવા ગમેછ, એનાબેલ," તેણે કહયું. " મને બી જવા ગમેછ, આપણે વિનને તેની સઘળી ખુબસુરતીમાં જોઇશું—ઉનાળા જેવું રળીયામણું ત્યાં કદી લાગતું નથી."

તેઓ ગેલેરી છોડીને ચાલતાં થયાં; છતાં, તે આખી સાંજ લીઓનેલનું મગજ તો પેલી સોહામણી, દુખી, મુવેલી છોકરીના દેખાવની યાદે ચકભ્રમ થતું રહયું.

ઘર–વાહાલું મીઠું ઘર પાછું–તે બંને માટે તે એક ખુશાલીનો સ્વપનો હતો. મુસાફરી દરમ્યાનના કલાકો ઘણી ખુશનુમાં રીતે પસાર થયા હતા. વિનમાં જવાની અને તેને જોવાની ખુશાલી તે બંનેને ઘણી મોટી હતી. સ્કવાયર જાણુતો હતો કે તેની પરણેતરને ખરાં જીગરનો આવકાર મળનાર હતો, અને તેણે તેઓ કયારે આવી પુગનાર હતાં તે અગાઉથી લખી જણાવેલું હતું.

જે આવકારની તેણે આશા રાખી હતી તેમાં તેણે તેને ઠગાયેલો જોયો નહિ; ઠેરઠેર તેઓને આવકાર દેવા લોકો એકઠું થએલું હતું–સ્ટેશન ઉપર લોકોનું ટોળેટોળું હતું, પાકમાં લોકો ગીચોગીચ ઉભેલાં હતાં. ઍબીમાં પણ સંખ્યાબંધ જણાઓ હાજર હતાં; તે તેની ખુબસુરત પરણેતર સાથે મોટી ફતેહની ઇધાણી આપના 'આરચીઝ'માંથી પસાર થયો, કે જ્યાં "ભલે પધારો" એ શબ્દ તેઓ તરફ હસ્તો મલકાતો, દીલોજાન આવકાર આપતો ઉભેલો જણાતો હતો; લોકોએ ખુશાલીનાં પોકારો કરી મૂકયા અને તેઓને આશીરવાદના અંતર ધ્રુજાવી મૂકે તેવા શબ્દોથી ગજાવી મેલ્યાં. સુર્યનાં કીરણો જાણે તેઓનાં જવાન શીર ઉપર આશીરવાદનાં પ્રકાશ નાંખી રહ્યાં હતાં, અને જ્યારે ગાડી વિન ઍબીનાં દરવાજા આગળ આવી થોભી ત્યારે સ્કવાયર અને લેડી એનાબેલ બંનેની આંખોમાં આંસુઓ હતાં. તે એક બાદશાહી આવકાર હતો–વિન પોતે પણ આજના આ સુંદર ઉનાળાનાં દીવસનાં જેવો કદી રળીયામણો નજરે આવ્યો ન હતે.–સ્કવાયરને પાછો ફરેલો જોઇ લોક ખુશખુશ થઇ ગયું હતું, સ્કવાયર પણ પોતાનાં લોકોમાં પાછો ફર્યો હતો તે વાસ્તે આનંદ પામ્યો હતો.

" માહરૂં જીગર માહરાં ઘરમાં છે," તેણે તેની પરણેતરનાં કાન ઉપર પડી કહ્યું.

" અને માહરૂં તમારી સાથે છે," તે રૂપસુંદર નાઝનીને મોહક હલકે જવાબ દીધો.

તેણે તેની તે માહરૂખ સરખી મોહરદારને હજી ઘણું દેખાડવાનું હતું, તેણે કીધેલા સુધારાઓ અને તેણી વાસ્તે ખાસ તજ્જુમલથી તૈયાર કરાવેલા સુશોભીત, પોખાળ ઓરડાઓ; અને એનાબેલ તે બધું જોઇને ઘણી ખુશખુશ થઇ ગઇ. ડગલે અને પગલે તેણીએ તે વાહાલા ભરથાર તરફની અખંડ કાળજી અને અપાર હેતનીજ ઇંધાણીઓ જોઈ, કે જે વાસ્તે તે પરીપૈકર બાળા જેટલી રાજી થઇ તેટલી થોડી. આખાં યુરોપનો એક સૌથી સુંદર મુલક જોવા કરતાં પણ વધારે આનંદ તેણીને તેનાં આ વાહાલાં સાસરીયાં ઘરને જોઇને ઉપજ્યો.

તે આખી સાંહજ શરૂઆતથી સેવટ સુધી એક છાકટ ખુશાલીનાં સ્વપના માફકજ પસાર થઇ ગયેલી જણાઇ; અને બીજી સહવારે જ્યારે લીઓનલે તેની હાઉસકીપર મીસીસ રૅનફ્રુને મળવા ગયો ત્યારે એ શું તેનો ખાલી ધખારો હતો? શું ખરેખર તે ધખારો હતો? તે બાઇ વિનમાં લગભગ છેલ્લાં ચાલીસ વરસ થયાં નોકરી બજાવતી હતી અને લીઓનલ તેણીનો ચેહરો આંસુઓથી સુજી આવેલો જોઇ અને તેની તરફની રીતભાત લગાર ઠંડી અને બેદરકાર નિહાળી વિચારમાં પડ્યો કે એ શું તેનો ધખારો હતો? તેણીનો તે હંમેશાં ઘણો માનીતો હતો અને આજે એ તેને શું ધખારો આવતો હતો?

એમ છતાં, તેણે તો તેની રાબેતાની પ્રમાણીક, સીધ્ધી રીત પ્રમાણે તે હાઉસકીપરને મળતાં પુછ્યું.

"કેમ, મીસીસ રૅનકુ, કાંઇ ખોટું થયું છે?"

"નહિ, સાહેબ, માહરા બાબમાં તો કાંઇજ નહિ." તે બુધ્ધીએ જવાબ કર્યો.

"ત્યારે કોઇ બીજાંનાં બાબમાં?" તેણે, જોકે તે કાંઇપણ ન સમજી શકેલો હોવા છતાં, બેદરકારીનાં હાવભાવથીજ પૂછ્યું.

"દરેક જણને દરેક જણનું ફોડવા દેઓ, સાહેબ," એક સરખા ઠંડા, કથોર અવાજે તે અભળાએ જવાબમાં કહયું.

તે મોટેથી ખડખડાત હસી પડયો. મીસીસ રૅનકુંના કડક મીજાજની તેને બાળાપણથી માહીતી હતી અને તે દાઢાબાજ્યો અવતાર હજી તેણીમાંથી જતો રહયો ન હતો તેનો ખ્યાલ કરી તે ભોળાં દીલનો રકવાયર મનમાં ગુસ્સો કે અપમાન લાવવાને બદલે, હમણાં કહયું તેમ, મોટે અવાજે ખડખડ હસી પડયો.

"હું ઘરે પાછો ફર્યોછ તેથી મને બહુ ખુશી લાગીછ, મીસીસ રૅનકુ" તે ઘરડીને વાતમાં ઉતારવાની મકસદથી લીઓનેલે કહયું.

"ઘર સૌથી સુદર જગા છે, સાહેબ," મીસીસ રૅનકું ટુંકુ કરવા માંગતી હોય તેમ જવાબમાં બોલી.

તે દાધાબળી તો હતીજ, પણ એમ કદી તોછડી કે તુંબાવાળી માલમ પડી નહોતી. વળી, તે બધી રડેલી અને થોડેક દરજાજે ગમખ્વાર જેવી પણ દીસ્તી હતી. એ શું હતું? શું તે ખરે-

ખર ગ્રડેલી અને શોકાતુર હતી કે, લીઓનેલે પોતાના મનને સવાળ કર્યો, એ તેનાં ખ્યાળી મગજનો ખખારો હતો !

"હું બાહારગામ હતો ત્યાં તમને હમેશાં યાદ કરતો હતો," તેણે જારી રાખ્યું. "હર લેડીશીપનાં દાબડાઓમાંનાં એકમાં તમારે વાસ્તે એક સીલ્ક ડ્રેસ છે, કે જે વાસ્તે આખું હાટલ તમારી અદેખાઈ કરશે"

"તમે માહરા તરફ હમેશાં ભલા છેઓ, સાહેબ" મીસીસ ફ્રૅનફ્રેએ કહ્યું, પણ તેણીનો ચહેરો તો જેવો અને તેવો ઠંડાઇ અને બેદરકારીથી જડ હતો.

"હું ધારૂંછ કે તમે ખુબ ખળભળી ઉઠેલાં છેઓ, મીસીસ ફ્રૅનફ્રે તેણીની રીતભાત ઉપર રમુજ કરતાં સ્કવાયર તુરબીલે કહ્યું. તે વરસોનો તે બાઇ સાથે પગોતાગેલો હતો, એટલે એક નોકર કરતાં એક ઘરનીજ મીસાળ તે તેણીને ગણતો હતો. "વારૂં, ચાલો, જોઉં, જરા હસોની—નહિ તો હું એમજ માનશ કે મને જોઇને તમે રાજી નથી થયાં.'

તે પાછું હસ્યો, પણ ત્યાંથી ચાલી જતાં તે લગાર અપમાન પાંમેલા જેવોજ લાગતો હતો. સહેજ તેની લાગણી દુ:ખાયેલી હતી. તે જાણતો હતો કે તે બુઢ્યાનો સ્વભાવ ઘણો વિચિત્ર હતો; પણ સહેજ લાંબા વખત પછી જ્યારે તે પાછો ઘરે પોતાની પ્રીય પરણેતર સાથે ફર્યો હતો ત્યારે તેણી કે જે વિનમાં તેનાં કરતાં બેવડાં વરસો તક રહેવા પાંમી હતી તે તેને જોઇને ખુશી થઇ નંહતી, તે જાણી અને અનુભવી લીઓનેલના મનમાં ઓછું આવ્યું. પણ ત્યારે એ બુઢ્ઢીના દીલમાં ભુત શાનો ભરાયો હતો !

નાસ્તાનાં ટાઇમે તેણે તેની મોહરદાર આગળ આવ્યો વખત તેઓના શરૂઆતનાં પ્રોગ્રામ વિષેની વાતો કર્યા કીધી–વિનમાં હવે કોણ કોણ પહરોણુંઓને સૌથી પહેલ્લાં નોતરવાં?

લેડી એનાબેલ થાકી ગઇ હતી; તેણીએ કહયું કે એ તેડાં અને પાર્ટીનું થાકવી નાંખનારાં કામની શરૂઆત કરવા અગાઉ તેણીને એક બે દીવસનાં સંપુર્ણ આરામની જરૂર હતી; અને તેનો વાહાલો ભરથાર કે જે તેનાં ઉપરથી તેનાં પ્યારને ખાતર પોતાનો જાન પણ કુરબાન કરવા રાજી અને તૈયાર હતો તે તેની વાહાલી પ્રીયાનો બોલ કેમ ના પાડે? તે એકદમ એકમત અને કબુલ થયો.

જ્યારે નાસ્તો ખતમ થયો ત્યારે તે બાહાર ગયો; તેનો લાંબી ગેરહાજરી દરમ્યાંન તે જગા કેવી લાગી હતી તે જોવાને તે આતુર હતો. જેને સૌથી પહેલ્લાં તે મળી જવા પાંમ્યો તે પેલી મીસીસ રીચર્ડસ, આઉટ ફાર્મવાળી, હતી. તેણે તે ડોસીને થોભાડી, તેણીની તેમજ બચ્ચાંકચ્ચાની ખેરઆફીયત પૂછી, તેણીનાં ઘરનું ગાડું કેમ ગબડતું હતું તે વાસ્તે બહુ કાળજીથી સવાલો કીધા અને તે સઘળાના તેને ઘણા સંતોષકારક જવાબો મળ્યા; પણ અજાયબી તો એ હતી કે તે ઘણી ગુંચવાયેલી; ગભરાયેલી અને ધુંધસ જેવી બની ગયેલી લાગતી હતી. એ શું હતું? શું એ પણ તેનો ધખારો હતો?

ખરેખર, શું એબી તેનો ખ્યાળી ધખારો હતો? તે બિચારી પણ રડેલી લાગતી હતી અને રડીરડીને તે જૈફ ચહેરો વધારે શોકાતુર થયેલો માલમ પડતો હતો. તે ઘણો નારાજ થયો; તેણે તેનાં ઘરે પાછા ફરવાનાં વખતે બધું ઝળકતું અને ઝલેહવંતુ જોવાની આશા કીધી હતી

તેમે બદલે તો તેને દિલગીરી અને અશ્રુઓ સીવાય જાણે બીજું કશુ નજરે આવતું નહતું.

તે હાર્ટલે તરફ આગળ વધ્યો; તેને ઘણું વિસ્મય પમાડનારૂં અને વિચિત્ર લાગ્યું કે અત્યારે સ્કુલમાં ગોંધાયેલા હોવા જોઇતા છોકરાઓ રસ્તાઓ ઉપર અને મોહલ્લામાં ભટકતા ફરતા નજરે કેમ આવતા હતા? એ બધું ત્યારે અસાધારણ જેવું લાગતું હતું શું? તે ભારે અકળામણથી ગુચવાડામાં પડયો, તેટલાં તે ડૉક્ટર થોર્નફીલ્ડની અચાનક સાંમો થઇ ગયો. અને ખુશાળીની એક બુમ પાડી તેને ભેટવા ધસ્યો.

"હું તાહરે ઘરેજ આવતો હતો; થૉર્નફીલ્ડ! હુ તને જોઇને ઘણો ખુશ થયોછ; અને માહરી વાઇફ તને જોવા ઘણી ઇંતેજાર છે."

તેણે તેને ભેટવા થકી તેનાં બંને હાથો લાંબા કર્યા. ખચ્ચીત, શું અહીં પણ તે કાંઇ ભૂલ કરતો હતો? તે ડાકટરનાં ચેહરા ઉપર પણ દુ:ખ અને ગુંચવાડાની છાપ ખોલ્લી નજરે આવતી હતી. ઓહ, ત્યારે એ બધાંને થયું તે શું હતું?

"કાય," સ્કવાયરે અકળાઇને પૂકાર્યું; "મને જોઇને તું ઘણો ખુશ થયેલો નથી લાગતો!"

"હું ઘણો ખુશી થયોછ—ખચ્ચીત, ઘણો—લીઓનલ;" ડૅાકટર થૉર્નફીલ્ડે જવાબ દીધો, અને વળી લીઓનેલને લાગ્યું કે એ તેનો જાની મીત્ર, મીસીસ રૅનક્રુ અને મીસીસ રીચર્ડસની માફકજ, ગભરાયેલા જેવો જણાતો હતો.

"ચાલ ત્યારે માહરી સાથે. હું વિકારને મળવા જાંઉ છું."

તેઓ ધીમે ધીમે મોહલ્લામાંથી જવા લાગ્યા. સ્કવાયર એકાએક તેનાં મીત્ર ભણી ફર્યો.

"આજે મને કોઇ વાતની અને કોઈ રીતની સમજ પડતી નથી," તેણે કહ્યું; "છોકરાઓ આજે અત્યારે સ્કુલે હોવાને બદલે રસ્તામાં રમતા ફરતા જણાયછ ?"

"હા, એમ છે ખરૂં," તેને ટુંકમાં જવાબ મળ્યો; અને તેનો અવાજ 'નોટીસ' કરી સ્કવાયર વધારે ભડકયો.

"એ આજે તુંને પણ શું થયું છે, જોહન ? તું એવા અવાજે માહરી સાથે કાં' વાત કરે છે ? છોકરાઓ આજે રમતા શા વાસ્તે ફરે છે ? તે લોકો તો અત્યારે નિશાળે હોવા જોઇયે. હું ધારૂંછ કે રજાનાં દીવસો તો ખલાસ થઈ ચુકેલા છે, કેમજે ખાસ ખેડુતોની સગવડ કાજે, રજાનાં દીવસો વધારે અગાઉનાં નકકી કીધેલા હતા."

"સ્કુલ નથી–બંધ છે," ડાકટર થોર્નફીલ્ડે પાછો એક સરખાડલ ને ગુંગળાયેલા અવાજે ઉત્તર કર્યો.

"બંધ છે! એ કેમ બને? મેં તો કંઇ સમજ્યું નથી."

"ખુદાને ખાતર, દયાને ખાતર, લીઓનલ, તું મને કાંઇ પણ પુછ નાં !"

"પણ કાંય નહિ ? મી૦ વરનોન ક્યાં છે ?" લીઓનેલે વધતી બજીહાઇથી સવાળો કીધા. તે ખરા મને તડખાઇ ગયો હતો.

"મી૦ વરનોન તો પોતાનાં ઘરે છે," જાણે ઉભાઇ રહેલો જુસ્સો એકદમ ખાલી કરી નાંખતો હોય તે મીસાળ ડાકટર થૉર્નફીલ્ડે કોઇ

ક્રાતીલ ગમખ્વારીના મારે રગેરગ ધ્રુજતા, ભોખરા, ગર્જના કરતા અવાજે કહયું; "પણ ડાફ્ન-ગરીબ સુંદર ડાફ્ન!-તો એક બાળકનાં ખુન કરવાના શક વાસ્તે કેદખાનામાં પડેલી છે! છોકરાઓ રસ્તામાં ભટકતા ને રમતા ફરેછ તેનું એજ કારણ છે!"



## પ્રકરણ ૧૨.

સ્કવાયર હડબડી ગયો! તેના મીત્રના મુખ વાટેથી ઓચારેલા તે શબ્દો સમજી જવાન લીઓનેલ તુરબીલ જાણે હોંશ ફરામોશ બની રહયો! તે ગજબનાક, સીનાફ્રાચક, હ્રદયભેદક અને ધાસ્તીથી જાણે દીલ ફાટી જાય તેવી કારમી ખબર સુણતાં તે તદન સુનો સાવજ થઈ ગયો. તે આંચકો તેને એટલો જબુન, એવો ભયભીત લાગ્યો કે મીનીટો સુધી તે કશું બોલી શકયો નહિ. તે બંને જણા એક મુંગી શોકાતુર, દીલ ચાક કરી મેળે તેવી ચુપકીદીમાં કેટલીક મીનીટો સુધી એક શબ્દ પણ બોલ્યા વિના તે સાંકડી શેરીમાંથી ચાલવા લાગ્યા; પછી સ્કવાયરે તેનો સફેદ ભુતે ભખ્ખી ખાધેલા જેવો ચહેરો તેનાં મીત્ર તરફ ફેરવ્યો.

"આ વાત સમજવા હું દીવાનો થઈ ગયેલો હોવશ, અથવા તો એવું બોલવા વાસ્તે તું હશે!" જ્યારે તે બોલી શકયો ત્યારે તેણે પુકાર્યું. "ડાફ્ન વરનોન કેદખાનામાં, આવા એક ગુનાહનાં તહોમત વાસ્તે-એ તદન નહિ બનવાજોગ છે! તું તહારી જીંદગીનાખી કસમ ખાઇને કહે તો પણ એ વાત હું માનવાનો નથી."

"એ તદ્દન સાચ્ચી વાત છે, લીઓનેલ," શોકાગ્નીથી જળી રહેલા અવાજે તે બિચારા ડાકટરે કહ્યું; ને ખરાં જીગરથી ગમખ્વાર થઇ ગયેલો હતો અને ઘણો દુઃખી જણાતો હતો; "હું એવી એક વાર્તા કદી પણ ઉપજાવીને બોલું—બોલી પણ કેમ શકું ?'

"ડાફ્ન વરનોન!" જાણે સ્વપનામાં બોલતો હોય તેમ લીઓનેલ તુરબીલે પુકાર્યું; "ઓહ, માહરા ખુદા!"

પાછી તે બંને વચ્ચે એક ચુપકીદી ફેલાઇ, શબ્દોથી કહેવાઇ કે વર્ણન થઇ શકે તે કરતાં ઘણી વધારે ભયંકર.

"મને કહે–" લીઓનેલે બીક લાગે તેવા અવાજે પુછયું– "એ બધું કેમ બન્યું ? હું—હું એને માહરાં લગનના થોડા દીવસ અગાઉ તો મળ્યો હતો."

જાડા ભુરૂ કોટમાં લપેટાએલી ગુંપેટાયલી તે કોમળ કાન્તીના નવજુવાન દુઃખી જેવા દેખાતા અવતારની યાદ તેનાં મોંહ સામે ધાઇ આવી, દુર હાથૅાર્નની વાડ ભણી જોયા કરતો અને તેના ચહેરા સેં ચેહરો મેળવવાની કદી નહિ હીંમત કરતો તે મોહત જેવો ઉજળો, પતળો, ઠંડો ચેહરો, મોટી ધાસ્તીથી ભરપુર આંખો સાથનો, તેની નજરની સામે આવી ઉભો. ઓહ, મોટા ખુદા! શું આ ખરૂં હોઈ શકે–શું આ બનવાજોગ હોઈ શકે ?

"મને કહે, જોન, શું થયુંછ ને ?" તેણે હાંફળાફાંફળા અવાજે અને ગુંગળાતા દમે પાછો સવાલ કીધો.

"માહરાથી તે બનવાનું–માહરાથી તે કહી શકાવાનું નથી. તું કોઇ બીજાનેજ પુછી જોજે."

"તાહરે કહેવુંજ પડશે, જોન-તાહરે મને કહેવુંજ પડશે-વેકી જા-કહી દે મને, જે બધું હોય તે."

"હું જે મેં તને કહ્યું છે તેટલુંજ જાણું છું કે એ કેદખાનામાં છે, પેલો ગુનાહ કરવાના શક વાસ્તે."

લીઓનેલે ઘણા ઝનુનથી ડાકટર થૅર્નરીલ્ડને બાજુમાંથી પકડયો.

"તાહરે મને જાસ્તી કહેવુંજ પડશે—એ વાતમાં કાંઇ એથી જ્યાદા છે—અને તે તું જાણે છે."

"હશ !" ડાકટર જૉન થૅર્નરીલ્ડે સખ્ખતાઇથી કહ્યું. "આસ્તે બોલ—જોતો નથી છોકરાઓ અહીં રમતા ફરેછ ને આપણી તરફ ઘુરકી ઘુરકીને જોયા કરેછ ? હું તને બધું કહેવશ. થોડા દીવસોની વાત ઉપર 'ફ્રન ઉડઝ'ની નજદીક સહવારનાં ઘણું સકકારેથી થોડાક માણસો કામ કરતા હતા—તેઓ કાંઇ મુળ્યાં વાસ્તે ખોદકામ કરતાં હતાં, એમ હું માનુંછ. તેઓમાં ત્રણ જણા હતા-જૉન બ્રાઉનસન, વૉલટર ઇવાન્સ, અને થીઓ ડૅાન. તેઓએ ડાફનને 'હોમ મેડોઝ' વટાવી 'ફ્રર્ન ઉડઝ'માં દાખલ થતી જોઇ. એનાં હાથમાં એક બંદલ હતું. અને એ મોહતનાં કરતાં પણ વધારે ફીકકી ને ભયભીત લાગતી હતી. અર્ધાએક કલાક પછી તે 'ફ્રર્ન ઉડઝ'માંથી બાહાર આવી; એ વખતે એનાં હાથો ખાલી હતા. પેહલ્લાં તો તેઓએ એ વિષે મનમાં કશો પણ વિચાર આણ્યો નહિ, જ્યાંસુધી કે એકે બીજાને પૂછયું—

" એ છોકરી અંદર શું લઇ ગયેલી હોવી જોઇએ ?"

છતાં પણ ત્રણુદોમાંનાં કોઇએબી એ બાબે જ્યાદા વિચાર કરવાનું મુનાસેબ માન્યું નહિ; એ કાંઈ ઘણું અસાધારણ નહોતું. એમ તે છોકરીને સહવારનાં આટલી જલ્દી બાહાર નિકળેલી જોવાનું; પણ હવે એવું બન્યું કે ઇવાનસને તેઓ જ્યાં કામ કરતા હતા ત્યાંથી પોતાનાં મીત્રોને છોડી અંદર પશ્ચીમ ભણી જવું પડયું. ત્યાં, થોડાંક ચેસનટનાં ઝાડોની નજદીક, તેણે હેથે પડી ગયેલી દાંખલીઓ અને પાદડાંઓને ઘણી ધ્યાન ખેંચાવનારી રીતે 'ડીસટર્બ' થયેલાં જોયાં. એ કહેછ કે, જ્યારે તે જોવા ગયો ત્યારે, તેણે કાંઇ પણ જોવાની આશા ન હતી, પણ સેહજ વધારે શોધખોળે તેને દેખડી આપ્યું કે ત્યાં એક મુવેલાં બાળકનું ઝીણું શરીર પડેલું હતું."

લીઓનેલનાં હોઠો વાટેથી એક ધીમી બુમ બાહાર પડી ગઈ. ડાકટરે આગળ ચલાવ્યુ.

"ઇવાન્સ તુરત એક કોનસ્ટેબલને શોધવા દોડી ગયો. એ પછીનું બાકીનું તું અટકળ કરી લેજે. પેલા ત્રણુદો જણાએ જે જોયું હતું તે સઘળું કહી દીધું, અને તે તુરત ડાફનની શોધમાં નિકળી પડયો.

"તેણે તેને મીસીસ મેથ્યુસ, આપણા હાર્ટલેની સૌથી બુઢ્ઢી નર્સને ત્યાં ઉમર પણ ભાંગીને ચુરેચુરો થઇ જાય તે મીસાળ રડતી બેઠેલી જોઇ; અને તેણીને તુરત પરહેજ કરવામાં આવી."

"હું એ માંની શકતો નથી;" લીઓનેલે ઉભરાઇ આવેલું એક સુકકું ડસકલું જેમ તેમ દાબી કહ્યું. "ઓહ, માહરા ખુદા, શું આવું

માહરૂં 'હોમ કમીંગ' છે કે જે મેં આવું ઝળકતું અનુભવવાની આશા કરી હતી ! હું એ બિચારી વાસ્તે શું કરી શકશ ?"

"મને બીહક છે, હમણુંને વાસ્તે તો કાંઇજ નહિં," જોન થૉર્નફીલ્ડે કહ્યું. "એ એટલી માંદી પડી ગએલી છે કે વધારે તપાસ હાલને કાજ મુલતવી રાખવામાં આવીછે. અલબત, તે બિચારાં ગરીબ નાનાં બચ્ચાંની લાશ ઉપર જુરી તો ભરવાનીજ છે, અને હું તેણીને મદદ થઇ પડે તેવી કઇ જુબાની આપવાનો વિચાર રાખુંછે. માહરે તને કેહવાની જરૂર નથી કે એ બિચારીનો આ ફેજ જોઇ ગામમાંનાં હરેક જણનું જીગર દયાથી બધું દાઝી ગયેલું છે. આહ, હવે મને યાદ આવ્યું ! ગઇ કાલે હું એની આગળ ગયો હતો; એણે માહરી પાસે લખવાને માટે પેનસીલ ને કાગજ માગ્યાં, પછી એણે આ લખ્યું અને તને આપવાની મને ઘણી કરગરીને અરજ કીધી. એ કહેછ કે એ કાંઇ તેના બાપને લગતું છે."

તેણે તેનાં અદરનાં ગજવામાંથી એક સીલ કીધેલું કાગજ બાહાર કાઢયું અને સ્કવાયરના ધ્રુજતા હાથોમાં મેલ્યું.

"બિચારી પોતાનાં બાપનોજ હમેશાં ખ્યાલ દીલમાં ઘણો ધરેછ," ડૉકટર થોર્નફીલ્ડે ગમખ્વારીથી જારી રાખ્યુ; "એને ઘણી આજીજી કરીને માહરી પાસે માંગી લીધું કે તે બિચારા વાસ્તે તાહરી સાથે મળી કાંઇ એવું કરવું કે જેથી એના ગુનાહની જવાબદારીની અસર તે બુઢ્ઢા બાપ ઉપર જરાબી પડી કે આવી શકે નહિ."

એમ બોલતાં તે ડૉકટરે પોતાનાં મીત્ર ભણી જોયું નહિ; કદાપી તે તેનાં શબ્દોના કંગાળ ટેકાને આભારી હતો. લીઓનેલે તે કાગજ

ખોલ્યું; તે ઘણી ખરાબ રીતે લખાયેલું હતું, બધું આંસુઓના ટપકાંવાથી દાઘાદુઘીવાળું થયેલું, પણ તે શબ્દોએ તેનાં જીગરને જાણે નવેસરથી ચીરી ફાંસી મેલ્યું.

તે આ પ્રમાણે હતું:—

"હું ઘણી દિલગીર છું; માહરે વાસ્તેનો વિચાર કરતા નાં, માહરે માટે કાંઇબી તકલીફ ઉથાવવાની જરૂર નથી. હું તમારી પાસે પગે લાગી માંગી લેંઉછ, તમારે ખાતર અને તમાંરી નેકજાદ પરણેનર ખાતર, કે જે મીસાળ આ ભેદ મેં સાચવેલો રાખ્યોછ તેમજ તમે રહેવા દેજો. મને ધગધગતા અંગાર ઉપર ચચરાવી મેળી રીબાવવામાં આવશે તોપણ માહરા હોઠો વાટેથી તમારૂં નામ કદી બાહાર જવાનું નથી. હું માહરાં મોહત સુધી ચુપકીદી જાળવશ. સુખી રહેજો!"

તે વાહાલી છોકરીએ તેને ઉઘાડો પાડયો ન હતો—અને કદી પણ તેમ નહિ કરવાની કબુલાત આપતી હતી; તે પોતે પોતાને ઉઘાડો પાડી દેવાનો હતો કે નહિ, તે તેનાજ હાથમાં હતું. તેનું ઘુમતું મગજ તે એક રાત્રી ભણી દોડયું, કે જ્યારે તે બોલી હતી—

"હું તમારે માટે મરી જવા પણ ખુશી છેંઉ!"

ગરીબ, સુંદર ડાફ્ન!

"જોન, માહરે એને મળવુંજ જોઇયે," તેણે કહ્યું. "એ બિચારી જવાન, એખલી, નીરાધાર અને કોઇના પણ આશરા કે ટેકા વગર છે. માહરે એને મળવુંજ જોઇયે અને કાંઇ મદદ આપવી જોઇયે."

તેનો ચહેરો સફેદ અને ભખી ખાયેલા જેવો થઇ આવ્યો હતો. જોન થૉનફીલ્ડ તેનાં ભણી બારીક તીક્ષણતાથી જોયું.

"શું એ ડાહપણભર્યું કહેવાશે? જો તું જશે તો શોધ ચાલ્યા-ચાલી નહિ કરશે?"

"હું એમ નથી ધારતો. એ હું સંભાળી શકીશ. મને જેલના ગવરનર સાથે પીછાણ છે; હું–હું એને એમ કહીશ કે એના બુઝોંગ બાપ માહરી 'પેત્રોનેજ' હેઠળ છે, હું એ બાપડીના બચાવ થકી તેને પૈસા ધીરવાને છેઉં, અને એ સમજીને તે જરૂર મને તેણી સાથે મીલાકાત લેવા દેશે. ઓહ, માહરા ખુદા, આ શું બની ગયું!"

તે પાછો વિન જઇ શકયો નહિ; તે બિચારીને જોયા પહેલ્લાં તે કાંઇપણ કરી શકવાનો નહતો. આ અરસામાં તો તેઓ ડાકટર થૅાર્ન-ફીલ્ડના ઘર સુધી પહોંચી ગયા હતા; તેણે લીઓનેલને તેની ગાડી આપી, કે જે પછી તે સ્કવાયર તરત કેદખાના તરફ હંકારી ગયો અને તેણે ત્યાંના ગવરનરને મળવા માંગ્યું, કે જેણે તે મીલા-કાતમાં કશું અસાધારણ જોયું નહિ, અને લીઓનેલને રજા આપી. લીઓનેલ એક સ્કવાયર હતો, એટલે એ તદ્દન કુદરતી હતું કે તેની ઉપર આધાર રાખી પડેલાંઓ, જ્યારે કાંઇ આફત અને મુશીબતમાં આવી પડે ત્યારે તેઓને તે મદદ કરવા માગે. આ પણ કાંઇ તેવુંજ હતું.

અને એ પ્રમાણે, તે બે જણ કે જેઓ સુંગધીદાર, શીરીન મેંહ મહિનાની એક રાત્રે લીલાકની દાંખળીઓ હેઠળ છુટાં પડયાં હતાં, તેઓ હવે એક કંગાળ, રાક્ષસી કારાગૃહનાં બીહામણા, કંપારી ઉપ-જાવે તેવાં બિમારખાનામાં પાછાં મળ્યાં, કે જે ડાફ્ન વરનોન સીવાય તમામ ખાલી હતો. એક બાઇ દારોગો ત્યાં હતી: પણ તે એક દયાળુ

ઢીગરવાળી અબળા હતી, કે જે થોડેક છેટે જઇ ઉભી કે જ્યાંથી તે બેઉ જણાં વચ્ચે શું વાતચીત ચાલતી હતી તે સમજવાને તેણી સામર્થવાન થાય નહિ.

ડાફ્‌ન એક ઇઝીચેર ઉપર બેઠેલી હતી, તેણીનો મોહત જેવો સફેદ ચહેરો બારણા ભણી હતો; જ્યારે તેણીએ તેને જોયો, તમામ ઓચીંતો અને કાંઇપણ ચેતવણી વગર દાખલ થયેલો, ત્યારે તે બાપડીના લોહીના એકબી ટીપાં વિનાંનાં ભયભીત ફીકકા રેખસારો સળગેલા, તાજા આતશ મીસાળ લાલ અને ગરમ થઇ આવ્યા; તેણીનો તમામ ચહેરો આતશી લાલ થઇ આવ્યો; પછી, એક ધીમી ચીસ પાડી, તે અભાગણીએ પોતાનો મુખડો બંને હાથોમાં ઢાંકી દીધો. તે તે છોકરી ભણી ગયો.

"ડાફ્‌ન!" જાણે સ્કવાયર લીઓનેલ તેની ઘોરમાંથી બોલતો હોય તેવા ભયાનક અવાજે તેણે પુકાર્યું, "ખુદાના નામથી કહે મને, આ બધું શું થઇ ગયુંછ?"

"તમે હવે જાણોછ," તે ચેહરા ઉપરથી હાથો ખસાડી નાંખ્યા વગર બોલી. "હું તો એવી આશા કરતી હતી કે હું મરી જવશ અને તમે કદી જાણી શકવાનાં નથી—પણ તેમ નથી બન્યું. એમ છતાં, ખુદાને ખબર છે કે એ ભેદ મેં જાળવેલો છે."

"પણ તેં મને કહ્યું કાંય નહિ?"

"મેં વિચાર્યું કે જો તમે જાણુશો તો મને ધીકકારશો; વળી, હું મરીજ જવશ એવી મને નકકી આશા હતી."

"જો ફકટ તેં મને કહ્યું હતે—ઓહ, ડાફ્‌ન, જો ફકટ હું જાણુતે!"

"જો મેં તમને કહ્યું હતે," ડાફ્ન બોલી, "તો તમે-તમે પરણ્યા હતે નહિ?"

"નહિ, હું પરણ્યો નહિજ હતે, એ તો તદન ચોકકસ છે; પણ તે આના કરતાં હજાર ગણા દરજ્જે વધારે સારૂં હતે."

દુઃખથી સાવ હતાશ થઇ ગયેલી તે તનોમન હુરીએ તેણીનો પટળો, પારદર્શક, ધ્રુજતો હાથ તેના એક હાથમાં મેલ્યો.

"નહિ, તે વધારે સારૂં નહિ હતે, તે આના કરતાં હજાર દરજ્જે ખરાબ હતે; એમ થતે તો, દુઃખ અને કંગાળ્યતનો કોઇ છેડોજ નહિ આવતે, હવે તો કોઇ પણ રીતે છેડો આવવાનો છે. બધું ભૂલાઈ જવાશે અને હું છાતી ઉપર પત્થર મેલી જીવી શકશ."

સ્કવાયરનો ચેહરો ગરમ થઇ આવ્યો, તેની આંખોમાં ક્રોધનો અંગાર જલતો હતો.

"ડાફ્ન!" તેણે પૂકાર્યું "તું શું એમ ધારેછ, એક માનીટ પણ એમ માનેછ, કે હું એટલો બધો બદમાસ છેઉ કે મુંગી ચુપકીદીમાં બાજુએ ઉભો રહી તને એખલીને બધુ સોસવા અને ખમવા દેવશ-માહરાં કંગાળ કાર્ય, માહરી એક લાલચને વશ થવાની નાદાન્યત અને નામોશીભરેલી ગફ્લતીનાં બુરાં પરીણામનાં સંજોગો તને એખલીનેજ ભોગવવા દેવશ! જો હું એવું કાંઇ કરૂં તો હું એક માણુસ નહિ, પણ હવસી હયવાન કેહવાંઉ!"

તેણીનાં પેટમાં જાણે મોટી ફાળ પડી હોય તેમ તેણીની ચીરાયેલી સુકકી તસ આંખો તેના ચેહરા તરફ જોવા લાગી.

" ત્યારે તમે શું કરવાના છેઓ ?" તે બિચારીએ ગભરાતથી પૂછ્યું.

" હું માહરા ગુનાહનો એકરાર કરશ અને તને બચાવી લેવશ," તેણે ઉત્તર દીધો.

"તો પછી બધું શું થશે તેનો તમને ખ્યાલ છે ?" તે રમણીએ પાછો સવાલ કર્યો.

" હા; તો પછી મને માહરી ધણીઆણીથી જુદા થઈ જવું પડશે, એવી નામોશી અને શરમીંદગી સાથે કે હાલમાં જે લોકો વચ્ચે હું મોટી ઇજતથી માથું ઉંચુ રાખી ફરૂં છું તેઓ ભણી માહરૂં શીર ઉંચકી હું કદી હીમતથી જોઇ શકવાનો નથી; એમ છતાં, મેં પાપ કીધુ છું, અને માહરે ખમવું જોઇએ. હું હવે જોઇ શકુંછ કે ગુનાહ પછી દુઃખ આવેછ. મને મળેલી ચેતવણી માહરે યાદ રાખવી હતી; હું ખમવાને લાયક થયોછ."

પછી, થોડીક મીનીટો, તે બંને જણાં વચ્ચે ચુપકીદી ફેલાઇ; અને એ પછી ડાફને સ્કવાયરના ચેહરા તરફ નજર ઉથાવી સીધ્ધું જોયું.

" હવે, ત્યારે, તમારે ખાતર મને તમારી આગળ આજીજી કરવા દો !" તે બાળાએ કરગરીને કહયું. " આ બધી કંગાલ્યત તમે શા વાસ્તે તમારા ઉપર, તમારી ફરૈસ્તા જેવી નેકદીલ મોહરદાર ઉપર અને તમારી ઉપર આધાર રાખી બેઠેલાં સર્વ જણાંઓ ઉપર લાવવા માંગો છો ? હું જે તમારાં સુખને ખાતર અગાઉ ખમી આવી છું તે શા વાસ્તે કોર્ટમાં જવા દેઓ છો ? કાંય નહિ તમારી સત્તામાં બાકી રહેલું એકજ સુખ તમે મને આપતા, તમારે ખાતર કાંઇબી ખમવાનું માહરૂં એકલું-સ્વર્ગય-સુખ ?"

"તેમ કરવાનું એક મરદને ન છાજતું છે," તેણીની અપીલથી હયરત રહેતાં રકવાયરે નરમ અવાજે જવાબ દીધો.

"હા, ફક્ટ તે શખશને તેનાં એકલાનોજ વિચાર કરવાનો હને તો, ખચીતજ; પણ તમને તો તમારી ધણીઆણીનાં સુખનો ખ્યાલ કરવાનો છે-તમને એક મોટાં, અસલી, માન પામેલાં સુંદર નામને નામોશીથી સદાનું નિરાળું રાખવાની કીંમતી જોખમદારીનો વિચાર કરવાનો છે. હું તો રસ્તામાં ખુણેખાંચરે ઉગી નિકળતાં એક કોડીને પણ નહિ કામનાં ઝાડનાં તણખલાં જેવી છેઉં; માહરૂં શું બી થાય તેની દરકાર કરવાની નથી. માહરી એટલી બંદગી કબુલ રાખો— ઓહ, જરૂર કબુલ રાખો!" તે કોમળાંગીએ તેનાં ચહેરા ઉપરની કઠતા જરા પણ પીગળ્યા વિનાની જોઇ કળવાઇને કાલાવાલા કીધા. "માહરે માટે જે એકલું સુખ રહેલું છે તે મને આપો; તમારે ખાતર મુગે મોંઢે મને એખલીનેજ ખમવા દો. હું કાંઇબી સોસી શકશ જો તે સોસ્તાં હું તમને બચાવું તો. ને ખ્યાલ કે હું એક ભેદ જાળવેલો રાખુંછ જે જો જણાય તો તમારાં સુખનો સબરદબર નાશ થઈ જાય, તે મને જીવવાને વાસ્તે હીંમત અને નવું લોહી આપે છે; જો તમે તે માહરી પાસેથી લઇ લેશો તો હું મરી જવશ. તમારે માહરી અરજી ના પાડવી જોઇતી નથી—એજ એખલો બદલો છે કે જે તમે મને આપી શકશો."

તેણે જોયું કે તેણીનો તમામ આત્મા પોતાની ઇચ્છાનુસાર મેળવવા એટલો ચીવટ નિશ્ચય કરી રહયો હતો કે તે ભાગ્યે તેણીને ના પાડી શકવાનો હતો.

"પણ ડાફ્ન," તેણે કહ્યું, "તાહરે તાહરી વિચારશક્તિનો ઉપયોગ કરવો જોઈએ. લોકો તો જાણે છે."

"કોઇ જાણતું નથી," તે ચાતુરીએ સચ્ચાઇના સઘળાં જોરથી જાહેર કર્યું. "તેઓ જાણીજ કેમ શકે?"

"કોઇ નહિ તો, માહરી હાઉસકીપર, મીસીસ રૅનફુને તો માલુમ છે," તેણે જવાબ દીધો.

"નહિ," ડાફ્ન આતુરતા વચ્ચે બોલી: "એ મને મળવા આવી હતી, જ્યારે હું—જ્યારે સત્તાવાળાઓએ મને પહેલી પકડી ત્યારે, અને તે વખતે એ બોલી હતી કે તેને એક વખતે આપણુ બેઉ જણાને સાથે જોયાં હતાં. મેં તો નાજ પાડી; મેં કસમ ખાઇ એને કહ્યું—અને કસમ ઉપર હુ દુન્યાને જાહેર કરશ—કે તમે સાવ બીન-ગુનેહગાર છેઓ. બીજું એક જણુ, બુઢ્ઢી મીસીસ રીચર્ડસ, આઉટ ફાર્મવાળી, માહરી આગળ આવી હતી અને ફોકેફોક મૂકી રડી હતી કે મેં એવણુની ચેતવણીની દરકાર કીધી હતી નહિ; પણુ મે તો ધસીને નાજ પાડયું. આ વિશાળ ધરતી ઉપર એવું એક પણુ જણુ નથી કે જે એમ કહી અને પુરવાર કરી શકશે કે તમે——" તે અચકી ગઇ; પછી જારી રાખ્યું— "કે જે માહરાં ગુનાહની જવાબદારી તમારાં ઉપર નાખી શકશે. કોઇ પણુ તેમ નથી કરી શકવાનું!"

લીઓનેલનાં ગળામાં લાગણીથી એક ડચકું ઉભરાઇ આવ્યું.

"ખુદા યા આદમી સામે હું માહરૂં માથું કદી ઉંચું રાખી જોઇ શકવાનો નથી," તેણે પશ્ચાતાપથી ભીન્નખીન્ન દુઃખી થયેલા અવાજે કહ્યું.

"હું આશા કરૂંછ કે તમે તેમ કરશો," તે બોલી—અને તેનાં ગળાં વાટેથી પણ એક દુ:ખનું ડચકલું બહાર પડી ગયું. "એ માહરો વાંક હતો—બધો વાંક માહરો છે. ઓહ, મને આ વચન આપો—જો ફક્ટ જે હું મેળવવા શકિતવાન છું તે સગવડ તમે મને આપી શકતા હતે !—કસમ ઉપર કહો કે તમે પોતે તમને કદી ઉંધાઆ પાડશો નહિ; જેમ મેં સાચવ્યોછ તેમજ તમે પણ આ ભેદને જાળવેલો રાખશો. તમારે મને ના પાડવી જોઇતી નથી, તમે સમજતા નથી. માહરે તમારી આગળ પ્યાર વાસ્તે બોલવું જોઇતું નથી, પણ હું તમને એટલી બધી તો ચીવ્વટતાથી અને અખંડપણાથી ચાહતાં શીખી છું કે તમારે માટે આખી જીંદગી દરમીયાન ખમ્યા કરવાનું માહરે વાસ્તે મોટાં સુખ સમાન છે. એ માહરા ભવનો ભોગ છે એમ તમે માનશો. એ તો માહરૂં પોતાનું સુખ છે. તમારા સુખને ખાતર ખમવાનુ તો માહરે વાસ્તે નહિ કલ્પી શકાય તેવું મોટું સુખ છે. તમે તે મને ના નહિજ પાડશો ?"

ત્યાં એક બીજી માહ, ગમખ્વાર ચુપકીદી પથરાઇ. જરા વારે, સ્કવાયર તુરબીલેજ તેનો ભંગ કર્યો.

"માહરે તો ના પાડવીજ જોઇએ, પણ જ્યારે તું આટલાં બધાં જોશથી અને આજીજીથી માંગી લે છે ત્યારે હું ના પાડીજ શકું કેમ! ડાફ્રન, મને એક ચીજ કહે-હું તે પૂછવા વાસ્તે શરમાઉ છું, કેમજે હું જાણું છું કે તે નહિ બનવાજોગ છે—આ આરોપ ખરો નથી ?"

શાંતીભર્યા તીરસ્કારનો એક દેખાવ તે કોમળ કાંતીવાળા ઉજળા સપ હોઠો ઉપર છવાઇ રહયો.

"તે ખરો નથી." ડાફ્‌ને જવાબ દીધો, "હું, કે જે એક કીડો પણ માહરા પગ તળે બચડાઇને મરી જાય તેની બીહકે હમેશાં બાગમાં સાવચેતીથી પગલાં ભરૂં, હું, કે જેણે કોઇભી આદમી જાતને કદી દુઃખ દીધું નથી, તો શું હુંજ માહરાં પોતાનાં બચ્ચાંનું ખુન કરૂં?"

"તે તાહરૂં પોતાનું બચ્ચું હતું, ડાફ્‌ન?" તેણે પૂછ્યું, ધીમેથી.

"હા, તે માહરૂં હતું. હું માહરો બચાવ કહી શકું તેમ છે, પણ હું કહેવાની નથી; પછી એક શબ્દભી તમને ઉંચાડા પાડશે નહિ. મેં જે તમારી પાસે માંગ્યુ છે તેનું વચન તમે મને આપશો? હું પાછું માંગી લેંઉ છું, ખુદાને વાસ્તે, તમારે વાસ્તે, તમારી ધણી-આણી વાસ્તે, માહરે વાસ્તે—ખુદ તે નાના, કોમળ, મરી ગએલાં બચ્ચાં વાસ્તે, કે જેનો ચહેરો પણ તમે કદી જોયો નથી—માહરી એટલી અરજ બાહાલ રાખો?"

તે કેટલીક પળો શાંત અને વિચારવંત ઉભો; પછી તેણે કહ્યું—"હું વચન આપું છું, ડાફ્‌ન; જ્યારે તું ઇચ્છા રાખે છે, અને આટલી બધી આજીજીથી માંગી લે છે, ત્યારે હું વચન આપું છું; પણ તે માહરી મરજીની વિરૂદ્ધ છે, માહરાં અંતઃકરણની ઇચ્છા ઉપરંત છે; એમ છતાં પણ, હું માહરો બોલ રાખીશ."

તે બાળાનો તવાયેલો, સોરાયેલો, ઉતરી ગયેલો ચહેરો પ્રકાશી નિકળ્યો.

"આ ધરતી કરતાં આસમાનમાં વધારે દયા છે," તે નાશ પાંમેલાં ગામડેનાં ગુલે સધ્યારાથી ભરપુર, તો જોકે શોકાગ્નીથી જળેલા, અવાજે કહ્યું. "જો માહરી જીંદગી બચાવવામાં આવશે તો

હું માહરાં પાપનો પસ્તાવો કરીશ—હું આદમ જાત કરતાં ખુદા સન્મુખ વધારે જલ્દીથી જઈશ—અને તમે, કે જેની સામે એક લાંબી જીંદગી પડેલી છે, તમારાથી બને તેટલી બધી ભલાઇ કરજો. આપણે, કદાચ, આ દુન્યામાં થોડાંક વરસો જીવશું, પણ હવેથી તમામ અજાણ્યા તરીકે એક બીજાંથી અળગાં રહીશું."

તે સુંદરીએ સેવટની સલામમાં પોતાનો એક હાથ લાંબો કર્યો.

"ડાફ્ન. હું ઇચ્છું છ કે તાહરા માર્ગમાં આવ્યા અગાઉ હું મરી ગયો હતે," તેણે વિલાપ કરતા અવાજે કહ્યું-તેની આંખોમાં લગભગ અશ્રુઓ ધસી આવ્યાં હતાં. "જો હુ નહિ હોતે તો આજે તું સુખી, આનંદી, રંગીલી અને નિર્દોષ હતે."

પણ તે તો બોલી—

"વાંક બધો માહરો છે, તમારો કાંઇજ નહિ; આપણે બેઉએ ખમ્યું છે; તમારે માંટે જીંદગી ઘણું ધરાવે છે, માહરે માંટે તો ફકત એક જુસ્સાદાર પ્યારનો સ્વપનો ધરાવે છે, કે જે જીવતાં મોહતમાં આખેર થયોછ. સેવટની સલામ, આપણે ઉપર પાછાં મળ્યે તે અગાઉ સેવટની સલામ!"

તેણે તેણીને કાંઇ કહેવાની કે બોલવાની કોશેશ કીધી, પણ તે તેમ કરી શકયો નહિ; તેના સફેદ હોઠો વાટેથી કાંઇબી શબ્દ બાહાર પડી શકયો નહિ; તેણે તે નાતવાન, ઉડી ગયેલાં લોહી સાથનો તમામ સફેદ કર પોતાનામાં લીધો અને અત્યાર સુધી કબજે રાખેલાં આંસુઓ—મોટાં જોરાવર આંસુઓ—તેની આંખોમાંથી નવધાર બાહાર પડયાં. પછી વૉરડરે બારણું ખોલ્યું, અને તે જતો રહયો.

ડાફ્ન ઇઝીચેર ઉપર મોટા અફસોસનો પોકાર કરતી તૂટી પડી.

"ગુડ બાય, માઇ લવ," તે બબડી; "માહરા પ્યાર જેને મેં આવડાં મોટા પ્યારે આહયોછ, ગુડ બાય "

તે બીહામણાં મકાનમાં દાખલ થયા પછી પહેલ્લીજ વેળા તે અભાગણી અબળાએ, આરામ કરવાનાં વિચારથી, પોતાની તાવથી બળી જતી અને ગરમ થયેલી દુ:ખી, ભારી આંખો બંધ કીધી. તેણીને તેઓથી જે બની શકે તે કરે–તેની હવે તેણીને ભલ ફીકર હતી–તેઓ, ગમે તો તેણીને કેદખાનામાં જીંદગી સુધી સબડતી રાખે, યા તો ચાહે તો ફાંસીના માંચડે લટકાવી દે; તેણીને હવે કશાંની દરકાર હતી નહિ. તે સહીસલામત હતો–તેનો મોટા કીમતી પ્યાર, અને ફક્ટ તેટલાંનીજ તેને ચીંતા અને કાળજી હતી. તે નીરાંતના જીવે ઉંઘાઇ ગઇ–પહેલ્લીજ વેળા આટલો બધો લાંબો વખત સુધી.

## પ્રકરણ ૧૩.

દુખી ડાફ્ન માટે કાતીલ કસોટીનો જાલીમ સમો આવી ઉભો.

તે એક મોટી કસોટી હતી, કેમજે તે ગામનો વિકાર, મી૦ હાર્લંવોર્ડ તેની પરણેતર સાથે, બીજે દીને, તેને મળવા આવ્યો અને ઘણી નાજુકાતથી, તોપણ બહુ બારીકીથી, સઘળી પરપૂછ કરવા લાગ્યો.

"તું ગુનેહગાર નથી, ડાફ્ન," તેણે કહયું. "તેને વાસ્તે મને તાહરી ખાત્રીની જરૂર નથી. જે અપરાધ માટે તાહરા ઉપર શક લાવવામાં આવ્યો છે તેને સારૂં તું જવાબદાર નથી, એ હું જાણું છું; પણ હું જાણવા માંગું છું કે આવી નાતરસ રીતે તાહરી જીંદગીનો કોણ બેહયા મુજીએ નાશ શોધ્યો છે!"

હવે મીસીસ હાર્લવોર્ડ તે બાળકીની નજદીક આવી અને એક માયના જેવી માયાથી પોતનો હાથ તેનાં ખભાં ઉપર મેલ્યો.

"હા, ડાફ્ન," તે બોલી, "માહરા ભરથાર ઉપર વિશ્વાસ રાખ–તે તાહરા મીત્ર છે. એવણુને બધું કેહ; તને જરૂર મદદ કરશે."

"તમે બંને જણાં ઘણાં ભલાં છેઓ," તે છોકરીએ કહયું; "પણુ મને કેહવાનું કાંઇજ નથી."

"જ્યારે હું તાહરો વિચાર કરૂં છું," વિકારે કહયું, "એક કોઇબી મીત્રની સલાહ અને માવીતરના સાહયા વગરની કોમળાંગીનો, જે કેટલી બધી સુખી આનંદી અને નિર્દોષ હતી, પછી તને અહીં જોઉં છું–તાહરી આશાવંત જીંદગીનું સાવ સત્યાનાશ વળી ગયેલાં સાથે, ત્યારે મને લાગેછ કે તે કંગાળ આદમી–તે બેલગામનાં બદમાસનું નામ માહરે જોરજબરીથી મેળવવું જોઇયે–તે કે જેના માથાં ઉપર તાહરાં પાપની જવાબદારી છે ? કહે મને, ડાફ્ન, તાહરો 'લવર' કોણુ હતો ?"

જે મુગી દહનાનો એક ચીવ્વંત દેખાવ તે નખાઇ ગયેલા, કજરાયેલા, પતલા ચેહરા ઉપર ધાઇ આવ્યો તે જોઇ તે જૈફ આસામી દંગ થઇ ગયો; એક દેખાવ કે જે પોતાનાં કામ વાસ્તે પ્રાણુનું બલીદાન આપવા તૈયાર થયેલા એક વિરલાના ચેહરા ઉપર જોવાય છે–શાંત, શીરીન, વિશ્વાસથી ભરપુર અને જરા પણુ દગમગ્યા વગરનો એક હીંમતભર્યો દેખાવ.

"વિકારને કહી દે–માહરી દીકરી, વિકારને બધું જણાવી દે," હવે તે પરણેતરે કહયું. "એવણે જાણુવું જોઇયે."

"તમે અથવા વિકાર જેબી ચીજ કહેશો તે હું કરશ," ડાફ્‌ન બોલી, "પણ આય એક ચીજ હું કદી કરી શકવાની નથી."

"તાહરે કરવુંજ પડશે," વિકારે જણાવ્યું-"એ તાહરી ફરજ છે."

"નહિ, માહરાથી તે નથી બનવાનું."

"તું સમજતી નથી, ડાફ્‌ન," મીસીસ હાર્લવોર્ડ હવે પાછી વચ્ચે પુરાઇ. તે પોતે પણ પોતાના પતી જેવીજ દીલસોઝ અને દયાળુ હતી. "વિકાર-જેવણ દુશમન તાહરી આવી હાલત વાસ્તે બળીજળીને ખાખરાખ થાયછ અને જેવણ તાહરા એક ખરા ખેરખાહ છે તેવણ-એક ઘણા ચચળ ધારાશાસ્ત્રીને મળવા જવાના છે, કે જે તાહરો બચાવ કરશે. જ્યાંસુધી તું ખરી વાત જાહેર કરે નહિં ત્યાં સુધી તાહરો બચાવ થઇ શકવાનો નથી; અને સચ્ચાઇનો એક ભાગ તે શખશનું નામ જાણવાનો છે, કે જેના શીરે તાહરાં પાપની જવાબદારી લટકેલી છે."

"હું સમજુ છું," ડાફ્‌ને ગંભારતાથી કહયું; "પણ તે હું કદી કહી કે જણાવી શકવાની નથી."

"કાંય?" વિકારે ઝટ સવાલ કર્યો.

"કાંયજે કદી નહિ કહેવાનું મેં વચન આપેલું છે. જો તે જણાવ્યા વગર માહરી જીંદગી બચી શકવાની નથી, તો માહરે મરીજ જવું પડશે. અને માહરાં વચનનો ભંગ કરવા કરતાં એવાં એક તો શું પણ એક લાખ મોહતે મરવા હું ખુશી છેંઉ!"

"કેવી ભરજવાન-અને કેટલી બધી બોહસીલી!" વિકારે

પોતાની પરણેતર તરફ જોઇ એક નિસાસો નાંખી, અધું મોટે, અધું મનસે કહયું. "કેટલી બધી સખ્ખત દીલની!"

"નહિ, માહરે વાસ્તે તમે એવું બોલશો ના, હું બોદસીલી કદાપી લાગતી હોવશ, પણ સખત દીલની તો નથી. હું મહરાં પાપ વાસ્તે દિલગીર છું, ખુદા એખલાને માલમ છે કે હું કેટલી બધી દિલગીર છું; અને જો તેને ખાતર મને મરીજ જવું પડશે, તો હું મરી જવશ અને મોહતને તે વાસ્તે તદન લાયક સજા ગણી લેવશ."

"નોનસન્સ," વિકારે પુકાર્યું, "તેઓ તાહરાં જેવાં એક બચ્ચાંને ફાંસી કદી દઇ શકવાના નથી, કદાપી તપાસ દરમ્યાન દલીલ તાહરી વિરૂધ્ધ જશે તોપણ."

"જો તેઓ કહેછ કે જે મેં કીધું છે તે મેંજ કીધું હોય," ડાફન શાંત જીવે બોલી, "તો હું તે સજાને લાયક છેઉં. પણ, જો મને મોહતની સજા કરવામાં આવે, અને ફકટ તે નામ દીધ.થીજ માહરી જીંદગી બચવાની હોય, તો હું કદી તે નામ કહેવાની નથી, મોહતતા માંચડા ઉપરથી પણ તે નામ માહરા હોઠો વાટેથી બહાર નીકળવાનું નથી!"

"આવી જવાન અને આવી સુદ્ધી!" મીસીસ હાલંવોડે અફ-સોસ કરતા અવાજે કહયું. "તું તો કોઇ વંચારે સારા ફેજને લાયક છે, દીકરા ડાફન."

"તાહરે સમજવું જોઇયે, ડાફન, કે એ બાબદ કાંઇ તાહરા હાથમાં નથી," વિકારે નરમ અવાજે કહયું; "તું ભુલી જાય છે કે હું તાહરા ઉપર જરા સત્તા ધરાઉં છું, અને હું તને મને જણા-

વવાનો હોકમ કરૂં છું કે તે તે કોણ છે કે જેણે તાહરી જવાનીનો લાભ લીધોછ અને તાહરાં સુખનો સદાબરો નાશ કરી નાખ્યો છે ? જો તું ના પાડશે તો હું એમ માની લેવશ કે તું માહરી સત્તાનો ઇનકાર કરે છે."

"મને તમારી સત્તા વાસ્તે માન છે—અને તેનો માનથીજ હું સ્વિકાર કરૂં છું," તે કોમળાંગીએ કહયું. "સારી દુન્યા ખાતર બી હું તમારી સત્તાનો ઇનકાર કરવાની નથી કે તમારી તરફ અસભ્ય બનવાની નથી. ઓહ !" તે હવે મીસીસ હાલવોર્ડ તરફ ફરી, "તમે સમજી શકશો— કોઇબી અબળા સમજી શકશે—પણ એવણ સમજવાના નથી !"

મીસીસ હાલવોર્ડે તે છોકરી તરફ દયાથી—દીલગીરીથી—જોયું.

"હું તો સમજી શકું છ," તે ભલી બાઇએ દીલસોઝીથી કહ્યું, "માહરાં ગરીબ, દુ:ખી બચ્ચાં ! તું તાહરા 'લવર'ને બચાવા માંગે છે, કે જેથી વાંકનો કાંઇ પણ ટોપલો તેના માથે આવે નહિ."

"એમજ છે," ગરીબ ડાફ્ને જુસ્સાથી પુકાર્યું; "તેને માથે ગુનાહની જવાબદારી કાંઇપણ આવવી જોઇતી નથી—હુંજ બધું ખમવા માંગું છું ! મને ખાત્રી છે—મને ચોકસ ખાત્રી છે કે તમે સમજો છો."

"હા; પણ એમ ના ધારતી કે તું ખરી છે. તેનું આ પાપ સંસારી નજરે જોતાં ઘણું મોટું છે, અને માહરા વિચાર પ્રમાણે તાહરાં કરતાં વધારે મોટી સજા તો તેને થવી જોઇએ. જો સરકારે ઘડેલા કાયદા તેને સજા કરી શકવાના નથી—અને કમનશીબે તેમજ

થવાનું છે—નોપણ સોસાયટીનું મત તો તેને સજા કીધા વિન રહેવાનું નથી,

"તેને કોઈ હાથ લગાડી શકવાનું નથી," એક ધીમાં, દુઃખ-દાયક, શોકાતુર હસવાં સાથે કમનશીબ ડાફ્નેને કહ્યું. "હું—હું તેને ચાહું છું, તે માહરા મનથી ઘણો પવિત્ર છે."

"ત્યારે તો હવે આપણને જવુંજ પડશે, માહરી વાહાલી," પોતાની ધણીઆણી તરફ ફરી બાપડા વિકારે નાચારીથી કહ્યું. "હું મદદ આપવાની આશાએ આવ્યો હતો, પણ, હવે જ્યારે મને વિશ્વા-સમાં લેવામાં આવતો નથી, ત્યારે હું શું મદદ કરી શકું?"

"ડાફ્ન, તું માહરા ઉપર ભરોસો મુકશે?" તે કોમળાંગી ઉપર વાંકી વળી તે નરમ દીલની બાઇએ અરજ કીધી. "તું મને તાહરા 'લવર'નું નામ કહેશે?"

"મને માંફ કરો, માહરાથી તે કહેવાવાનું નથી," ડાફ્ને માંગી લેના તોરથી કહ્યું. "પણ બીજાં કોઇ કરતાં તમને ના પાડતાં મને ઘણી શરમ લાગેછ. મને જરૂર માંફ કરજો!"

તેઓ તે બાપડીને છોડીને થોખંડ જેવાં ભારી દીલે ત્યાંથી ચાલતાં થયાં; અને જ્યારે તેઓ જતાં રહયાં, ત્યારે ડાફ્ને તેના હાથો લાંબા કર્યા.

"એ લોકોએ એમ ધાર્યું કે હું તમને ઉઘાડા પાડીશ, માહરા વાહાલા પ્યાર?" તે બબડી. "નહિ, માહરી જીંદગી બચી જવાની લાલચે પણ હું તેમ કદી કરવાની નથી!"

બીજો દિવસ પસાર થયો, અને એક વધારે મોટી કસોટી ડાફ્ન વાસ્તે ખોટી થતી હતી તે એખલી હતી, કેદખાનાને લગતાં બિમારખાનામાંજ, હજી નબળી અને માંદી. તે કારાગ્રહની રખેવાળ, ત્યાં એકએક દાખલ થઇ, બોલી—

"તાહરે વાસ્તે કોઇ મળવા આવેલું છે, ડાફ્ન વરનોન."

ડાફ્નના જીવને તમામ અસુખ હતું, તેથી તે આવનાર કોણ હતું તે પૂછવા જેટલી તે જરાક પણ ઉલટમંદ થઇ નહિ; એવું કોઇ આવનાર હતું નહિ કે જેમાં તે ઉલટ લઇ શકે, તેણીએ ધાર્યું; તેણી વાસ્તે કોઇને પણ હવે દરકાર હોવીજ શા વાસ્તે જોઇયે?

તે મેત્રન પાછી આવી. ડાફ્ને તેની આંખો ઉંચકી; તેણીને મળવા આવનાર તે આદમી ઉપર નજર પડતાં જાણે તે કંગાળની આંખો આંધળી જેવી થઇ ગઇ. તે લેડી એનાર્બલ હતી; તે તે ખાલી, કદરૂપા, અંધારા ઓરડામાં આવી ઉભી, ઉંચી અને દમામદાર; તેણીની સ્વચ્છ, જવાન સુંદરતા ત્યાંનાં ગાઢ કાળા અંધકારને જાણે પ્રકાશીત બનાવતી હતી.

ડાફ્નનું હૃદય થંભ થઈ ગયું, તે ગોયા દમ લેવાનું પણ ભૂલી ગઇ! આ તેની પરણેતર હતી. તે તેણીને શું કેહવા આવી હતી? શું પૂછવા આવી હતી? તેણી તેને કેમ જવાબો દઇ શકવાની હતી?

"હું આ અભાગણી છોકરી સાથે વાત કરવા માંગું છું," એક ધરગરા, મધુર અવાજે કહ્યું; અને મેત્રન, એક જમીન સુધી વાંકી વળી કીધેલાં નમન સાથે ત્યાંથી જરા દુર હથી ગઇ.

ડાફનની રગેરગ ધ્રુજતી હતી, મુશકેલીથીજ જમીન ઉપર તુટી પડતી તેણીએ પોતાને બચાવી.

" મને જોઇને એટલી બીહ ના જા," તે મોટે ઘેરની બાઇએ તેના દરજ્જાને છાજતી દમામ અને મુરબ્બીપણાથી, તોબી દયા ને દીલસોઝીથી દાઝેલા અવાજે, ડાફનની નજદીક આવી કહ્યું. "હું લેડી એનાબેલ તુરબીલ છું, સ્કવાયર તુરબીલની ધણીઆણી."

યા ખુદા, જાણે તે તે જાણતી ન હતી, જાણે તે ખુબસુરત ચેહરા અને ગ્રેસફુલ આકારની એકએક લીટી તેણીના મગજને ગમખ્વારીથી બાળી નાંખી ન હતી ! કંગાળ ડાફનને તે એક રાતની યાદ થઇ, કે જ્યારે તેણે સ્કવાયરને તેની આંખોમાં દુન્યાભરના પ્યાર સાથે તેણીના સોહામણા ચેહરા ઉપર વાંકો વળેલો જોયો હતો. તે એટલી ગભરાઇ ગઇ હતી, એટલી બધી તો ગાફેલ અને ગૂંગસ થઈ ગઇ હતી કે જવાબમાં શું બોલવું તે તે બાપડીને સમજ પડી શકયું નહિ.

તે નખાઈ ગયેલા આકારના પાતળા કુંમાઇ પડેલા ચેહરા ભણી નજર નાંખતાં એનાબૅલનો સખતાઇનો દેખાવ જરા નરમ થયો, તે દયાથી પીગળી ગયેલી લાગી, તેની મનોહર ઝલેહવંતી આંખોમાં દયાનો એક માહસાગર તરતો નજરે આવ્યો.

" તું ઘણી માંદી દેખાયે છે;" તે જવાન પરણેતરે કહ્યું. "હું આશા કરૂંછ કે મેં તને હડકટ કીધી યા બીહવરાવી નહિ હશે. મેં આજે સહવારે વિકારના ધણીઆણીને તાહરે વાસ્ને વાત કરતાં સમજયાં હતાં, અને મેં માન્યું કે હું જાતે જઇને તને મળી આંઉ. તું ઘણી દુખી મુશ્કેલીમાં છે ?"

"હાજી," તનબદનથી ધ્રુજતી ડાફ્નેે ધડકતાં જીગરે જવાબ દીધો. "હું મોટી મુશકેલીમાં છેઉં."

"તું ઘણી ગુનેહગાર થઇછ—ઘણી દુષ્ટ," એનાબેલે નમ્ર અવાજે જારી રાખ્યું; "પણ, તાહરી તરફ જોતાં, હું માની લેઉછ કે તાહરી ઉપર મૂકવામાં આવેલાં ભયંકર બોહતાન વાસ્તે તું નિર્દોષ છે."

"હું તદન નિર્દોષ છેઉ, માહરાં લેડી."

"તું ઘણી જવાન છે," એનાબેલે ઉમેર્યું, તે અબળાનો અવાજ વધુ અને વધુ દયાળુ વાગતો હતો; "અને તેઓ કહેછ કે તું માં વગરની છે—તું ખુબસુરત પણ ઘણી છે. ખરેખર, એ કેવા અફસોસની વાત છે કે તેં તાહરૂં સુંદર નામ અને જીંદગીમાં જે કાંઇ કીંમતી ધરાવે છે તે સઘળું ખોહી દીધું છે!"

"હું ઘણી દિલગીર છું," નીચી નજરે ડાફ્નેે નમનતાઇથી કહ્યું.

"પણ સૌથી ખરાબ તો એ છે કે એમ તું દિલગીર થયાથી કાંઈ મામલો સુધરી શકવાનો નથી. તે આખા ગામમાં ઘણો ખરાબ [illegible] બેસાડયો છે."

"હા, હું તે જાણું છું," ડાફ્નેે મોટા શોકના દેખાવથી તે કબુલ રાખ્યું. એનાબેલે આગળ ચલાવ્યું—

"દરેક જણ અજાયબીથી ફાટી ગયું છે. જ્યારે અમો ઇટલીમાં હતાં, માહરો નેક ભરથાર અને હું, ત્યારે સ્કવાયર તો તેવણની એસ્ટેટ ઉપરના દરેક જણની નિતિ અને સારી ચાલચલણ વાસ્તે ઘણી મગરૂરીથી બોલતા હતા—જાણે લાહેરી મારતા હતા, અને જ્યારે અમો ઘરે પાછાં આવી જોઇએ છીએ, તો આખાં ગામની જે એક સૌથી

સરસ છોકરી હોવી જોઇયે તેજ કેદખાનામાં પુરાયેલી હતી. હું તને કહીજ શકતી નથી કે કેટલી સખત હદની હું નિરાશ અને દિલગીર થઇ ગઇ છું."

"ઓહ, માઇ લેડી—માઇ લેડી, માહરા ઉપર સખત ના થાઓ!" અભાગણી ડાફ્ને કળવાઇને પૂકાર કર્યો. "હું કેટલી બધી દિલગીર છું—હું ઘણીજ પશેમાન છું!"

"તાહરી તરફ સખત થવાની માહરી જરા પણ ઇચ્છા નથી," એનાબેલે કહ્યું—"તેથી ઉલટું. હું અહીં તને મળવા આવી છું તે ફકત તને મદદ થવા થકી."

ડાફ્ન તરફ વધારે તીક્ષ્ણતાથી જોઇ, તે અબળાએ જારી રાખ્યું—

"તું હજી ફકટ એક બચ્ચું છે—તને અહીં જોવાનું ધાટકી કરતાં પણ વધારે છે, અને તેબી આવા અવતારમાં. અમો તાહરે માંટે આજે સહવારે વિકારેજમાં ઘણી ગંભીરાઇથી વાર્તાલાપ ચલાવી રહ્યાં હતાં; અલબત, જુરી ભરાયા અગાઉ કાંઇજ કરી શકાવાનું નથી, અને કોઇબી જણ ચોકકસપણે કહી શકતું નથી કે આ જાતની બાબદ શું વલણ લેશે; પણ એક ચીજ છે કે જે ઉપર દરેક જણ ખાત્રીથી મત આપે છે કે તાહરી ઉપર સત્તા ભોગવી રહેલાં અને તાહરાં ખેરખાહો જેવાંને તાહરે તે શખશનું નામ જણાવવું પડશે, કે જેણે તને આવી ભયાનક ખરાબી પુગાડી છે."

ડાફ્ને, એક ધીમી દબાયેલી બુમ પાડી, પોતાના હાથોમાં શરમીંદગીથી રાતો મારી આવેલો ચેહરો છુપાવી દીધો.

"તું કાંઇ એમ ના ધારતી કે તાહરા મીત્રો તને આ સવાલ ફકત જીજ્ઞાસા કે ચાચાચીથી કરવા ખાતર પુછે છે. વિકાર ધારે છે, અને અમો બધાં તેને મળતાં થઇયે છીયે કે, જે શખશે આવી હદ સુધીનું ભયાનક પાપ કર્યું છે તેને પણ સગ્ન થનીજ જોઇયે. હું કાંઇ સખત જીગરની નથી, અને ખ સ કરીને તો હું માહરી અબળા જાતી તરફથી બચાવ કરવા હંમેશાં નિકળું છું; અને તેજ કારણસર મને તાહરી તરફથી ભાગ લેવા ગમે છે—તું જવાન અને માં વગરની છે. હું ધારૂં છું કે તું સાવ અંજાણપણાંમાં ફસી ગઇ છે. પણ હું એમ પણ ધારૂંછ, સાધારણ ઇનસાફને ખાતર, કે જે શખશે તને એમ આડે રસ્તે દોરવી છે તેનું નામ તાહરે જાહેર કરવુંજ જોઇયે"

"માહરાથી તેમ થઇ શકવાનું નથી, માઇ લેડી," ડાફને વિલાપ કીધો.

એનાબેલ તે છોકરી તરફ મોટી શાંતી અને ધીરજથી વાંકી વળી, કે જે તે પોતે કેમ ટકાવી શકી હતી તે વાસ્તે તે મોટે ઘેરની મગરૂર બાનું ઘણી અજબ થઇ.

"ડાફન વરનોન, તું ઘણી મોટી ભુલ કરેછ," તેણીએ કહ્યું. "મને તને સમજાવવા દે—તું જરા ધ્યાન દઇ માહરૂં સમજ. હું થોડા દીવસની વાત ઉપર માહરા ખાવિંદના લોકો વાસ્તે ખુશાલીથી ભરેલાં જીગરે ઘરે પાછી ફરી હતી; હું માહરા મનથી બોલી હતી કે હું ગમગીન બનેલાં લોકોને મદદ કરીશ, માંદાંઓની મુલાકાત લઇશ, નિરાશ હતાશ થઇ ગયેલાં-ઓને સધ્યારાના સખુનો કહી સુખી કરીશ; ટુંકમાં માહરા ખાવિંદને લાગતાંવળગતાંઓ દરેકની હું મીત્ર અને ખેરખાહ થવાની ઇચ્છા કરૂં

છું. શરૂઆત હું તાહરાથી કરૂંછ; પેહલવેહલ્લી હું જે ગમગીન અને નિરાશ થયેલાં આસામી અને આફતમાં સપડાયેલી બાઇને મળું છું તે તુજ છે. હું તાહરાથી શરૂઆત કરૂં છું અને શરૂઆતમાંજ મને નિશફળ નિવડવા ના દે—જો તેમ થશે તો હું હીંમત અને ઉમગ ખોહી બેસીશ."

"હું તમે જે પણુ ઇચ્છા રાખશો તે કરીશ," હીણુનશીબ ડાફ્ન ડચકાંઓ વચ્ચે બોલી, "કાંઇ પણુ ચીજ, સીવાય આ."

"હું તાહરી ફ્રેન્ડ થવશ," તે મીઠા હલકે જારી રાખ્યું–"અને જ્યારે આ ભયંકર વખત પસાર થઈ ગયેલો હશે, ત્યારે તાહરૂં ગુજરાન કરવામાં હું તને મદદ કરશ. પણુ તાહરે સાચ્ચી વાત કેહવી પડશે—હું એજ શરતે તને મદદ કરવા ખુશી છેંઉં. તાહરે ખરી વાત કેહવીજ જોઇશે."

"તમે એટલાં બધાં ભલાં છો, માઇ લેડી, કે તમારો ઉપકાર કેમ માનવો તે હું જાણુતી નથી. હું એ કદી કહી શકવાની નથી, જો માહરી બોંહસને ખાતર માહરી જવાન જીંદગીનું બળીદાન આપવું પડે તોપણુ."

"પણુ એ જુઠી બોંહસ છે–એક નાશકારક જીદદ, ડાફ્ન. એવી વાત જાહેર કરવાનું ના પાડવામાં કાંઇ પણુ નથી–સાધારણુ અકકલથી પણુ તે ઘણું વેગળુ દીસે છે. તાહરા સૌથી દીલસોઝ મીત્રોજ, અને નહિ કે કોઇ દુશમનો, તાહરે મોંઢેથી એ વાત બાહાર પડેલી જાણુવા ખંતીલા અને ઇંતેજાર થઇ રહેલાં છે, ફકત તાહરાં ભલાં વાસ્તે."

" હું એ કહી શકવાની નથી, માઇ લેડી—માહરાથી તે કદી બોલાવાનું નથી, માહરી જીંદગી બચાવવા થકી પણ !"

રફતે રફતે લેડી એનાબેલને સમજ પડતી ગઇ કે કાંઇબી સમજાવત—કોઇ પણ તરાંહની ધમકી—તે છોકરી ઉપર અસર કરી શકવાની નથી, ડાફ્ન હોઠ ખોલી નહિજ બોલવાનો પત્થર મીસાલ સખત નિર્ણય કરી બેઠી હતી.

" ત્યારે તો માહરે પણ વિકાર અને તેવણનાં ધણીઆણી માફકજ ચાલવું પડશે," તે સેવટે નાચારીથી બોલી. "જ્યારે તું કાંઇ ખ્યાલજ નથી રાખતી ત્યારે મને તને તા'હરાં કીસમત ઉપરજ છોડવી પડશે."

એ રીતે, સ્કવાયરની તે રૂપસુંદર પરણેતર, ડાફ્નને ઉશકેરણીથી માંદી જેવી મેલીને અને તે છતાં તે 'ઇનટરવ્યુ' વાસ્તેની એક ખુશાલી ભરેલી યાદ પોતાની પાછળ છોડી જઇને, અર્ધ ગુસ્સો પાંમેલી અને અર્ધ નિરાશ થયેલી ત્યાંથી જતી રહી. તે કેટલી બધી ભલી હતી, કેટલી હદની ઉમદા, કેવી દયાળુ અને દીલસોઝ, આ ખુબસુરત મોટે ખાંચરેની બાનું કે જે લીઓનલ તુરબીલનું જીગર જીતી ગઈ હતી !

" આહ, માહરા ખુદા, તાહરો કેવો ઉપકાર, મેં એને કહ્યું નહિ." એખલી પડતાં બિચારી ડાફ્ન છુટકારાનો એક ઉંડો શ્વાસ ખેંચી બોલી-"ખુદા તાહરો ઉપકાર ! એ કદી જાણી શકવાની નથી."

× × × ×

" લીઓનલ," એનાબેલે તેજ રાતે પોતાના ધણી આગળ કહ્યું,

" હું આજે સહવારે વિકારજમાં ગઈ હતી, અને ત્યાં દરેક જણ પેલી કમનશીબ છોકરી, ડાફન વરનોનની વાતો કરતાં હતાં."

તેણે દરેક વખતે તેના મનથી કહ્યું હતું કે હવેથી હંમેશાં તેને ઘણી સાવચેતીથી વર્તવાનું હતું, કોઇબી વખતે તે નામ વિષે વાતચીત થતી તેને સમજવાની હતી, અને લાગણીઓનુ કાંઇબી નહિ ઇચ્છિવાજોગ પ્રદરશન કર્યા વગર તેને તે સઘળું સમજવાનું હતું; તેથી જ્યારે તેની ધણીઆણીએ ઓચીતી વાત કીધી ત્યારે તેના ચેહરામાં કાંઇ પણ ધ્યાન ખેંચાવાજોગ ફેરફાર થવા પાંગ્યો નહિ.

એનાબેલે ચાલુ રાખ્યું.

"તેઓ એ છોકરી વાસ્તે એટલું બધું બોલતાં હતાં અને દરેક જણ તેની મોટી કમનશીબી વાસ્તે ઘણું ખેદ પાંમેલું લાગતુ હતું, તેથી હું જાતે તેને મળવા ગઇ."

તેઓ જમવાની ટેબલ ઉપર બેઠાં હતાં, અને લીઓનેલ એક પીચ કાપતો હતો; તેના હાથમાંની ફ્રુટ કાપવાની છરી સેહજ ધ્રુજી, પણ તેણે આંખો ઉંચકી તેની મોહરદાર ભણી જોયું નહિ. અને બોલ્યો–

"તેને મળવા ગઇ હતી, એનાબેલ! શું એ તદન દુરઅંદેશ હતું, માઇ ડારલીંગ ?"

"દુર અંદેશ!" તે પરણેતરે જવાબ દીધો. "મેં દુર અંદેશીનો કદી વીચાર કર્યો નથી. હું તમારી ધણીઆણી છું, અને તમારી માલમીલકત ઉપરનાં દરેક જણનું ભલું કરવાનું અને ભલું થયેલું જોવાનું કામ માહરૂં છે. એ માહરી ફરજ છે."

"ખચ્ચીતજ; તું તદ્દન ખરી છે," તેણે ઉતાવળે એકમત થતાં જવાબ દીધો. તેને લાગ્યું કે તેનાંથી કાંઇક કાચું કપાયું હતુ અને તેથી તેને જેમ બને તેમ જલ્દી સમારી નાંખવાની તે ઉતાવળમાં હતો.

"વિકાર બિચારા અત્યંત નિરાશ ને દુ:ખી થઇ ગયાછ; તેણે કહ્યું કે તેના વખતમાં અત્યાર સુધી આવું કદી બન્યું નહતું; એવણુને વળી વધારે સંતાપ તો એમ થાય છે કે તે ગરીબ છોકરી તેની ખાનાખરાબી કરનાર મુજીનું નામ આપવા સાફ ના પાડે છે—આહ, લીગોનેલ તમારા હાથમાંથી પીચ પડી ગયું ! લાવો, હું તમને બીજું કાપીને આપું."

તેણે જવાબ કર્યો નહિ, તેણે તે પડી ગયેલાં ફ્રુટને ઉપાડવાની પણુ દરકાર કીધી નહિ, પણુ તેણીના સફેદ, ઝડપી આંગળાંઓને એકકી તગરે જોતો સાવ ચુપ બેસી રહયો; તેની મોહરદારે જારી રાખ્યું—

"બેઉ, વિકાર અને વિકારના પત્ની, એ અબળાને મળવા ગયાં હતાં, અને નામ કહી દેવાનું સમજાવવાની ઘણી ઘણી કોશેશો કરી જોઇ, પણુ એક પત્થર માફક ચુપ રહેવા સીવાય તેણીએ બીજું કાંઇ પણુ કીધું નહિ. વિકાર કહે છે કે જો તમારી ઇસટેટ ઉપરનું તે કોઇ હોય તો તમે તેને તરતજ બહાર કાઢી મેલજો. એ વિચારી કેવી જવાન અને મા વગરની નિરાધાર છે ! કોણુ ખવીસનું એવાં એક ખીલતાં ગોલાબને ચુંથીપીખી નાખવાનાં કર્પીણુ કામ કરવા જીગર ચાલ્યું હશે ?"

એમ છતાં તેણીના ભરથારના હોઠો વાટેથી કાંઇ પણુ જવાબ બહાર પડયો નહિ; તે થાકી ગયેલો હતો, એમજ એનાબેલે માની લીધું.

"તે છોકરીની આવી જીદ્દી ચુપકીદીથી તે બધાંઓ એટલાં

તો રંજીસ અને હતાશ થઇ ગયેલાં હતાં કે મેં પોતે બીડું ઝડફ્યું અને તેને મળવા જઇ આવી."

"ત્યારે તું એને મળી આવી?"

"હા; પણ તે છોકરીને સમજાવી લેવામાં હું ફાવી નથી. મને એને વાસ્તે ઘણીજ દિલગીરી ઉપજે છે. બિચારી એટલી ગમગીન અને ગમખ્વાર હતી, એવી નમનતાઇવાળી કે એની આવી નાલાયક બોહસ છતાંબી માહરા દીલમાં તો ચુંથાઇ આવ્યા વગર રહ્યું નહિ. એનાં જીગરને ધન્ય છે! આવો બુલંદ, આવો સ્વભોગી, આવો મોટો પ્યાર કદી કોઇનો થયો હશે નહિ!"

"એ એક ઘણી અજબથી ભરેલી કાહાંણી છે," કાંઇભી બોલવું જોઇએ કરીને લીઓનેલે સુકડા તસ અવાજે કહયું. તેણે તેને પોતાને ખરાં જીગરથી ધીકકાર્યો, એજ વખતે તેના દીલમાં ગરમ જુસ્સાઓ ધાઇ આવ્યા કે એ કંગાળ કાર્ય વાસ્તે તે પોતે એખલો ગુનેહગાર અને જવાબદાર હતો એમ બાપોકાર જાહેર કરી દેવુ; પણ ડાફનને આપેલું ગંભીર વચન તેને યાદ આવ્યુ, અને તે ખામોશી અખત્યાર કરી ગયો. તે પુરતો કલંકીત થઈ ચુકો હતો, હવે આપેલો કોલ તોડી પોતાના જાતી સ્વમાનને વધારે હાની પુગાડવા તેને ગમી નહિ.

"એ છોકરી ગુનેહગાર નથી, લીઓનેલ," એનાંબેલે જારી રાખ્યું "કેથે પણ કાંઇ ઘણી મુર્ખ ભૂલ થયેલી છે, પણ આ કોમળાંગી આવાં પાપ વાસ્તે જવાબદાર નથીજ, એમ હું ખાત્રીથી માનું છું. જ્યારે તપાસ ખલાસ થશે ત્યારે એને મદદ કરવા મને ગમશે;

આવી એક જવાન છોકરીને એક વાર પાછી આડે રસ્તે ઉતરી પડતી બચાવી લેવી જોઇએ."

"તુંને ગમે તેમ કરજે, ડીયર," સ્કવાયર તુરબીલે હેતથી નરમ થયેલા અવાજે કહયું. "આવી એક ગુલાબની પાંખડી જેવી સકોમળ સુંદરીને મદદ કરવાનું ખરેખરૂં ભલું અને સખાવતી કામ છે."

## પ્રકરણ ૧૪.

કમનશીબ ડાફ્ન વરનોનના બાળકની લાશ ઉપર જુરી ભરાવાની હતી, દરેક જણ તે વિષેજ વાતો કરતાં હતાં અને તેનોજ વિચાર કર્યાં કરતાં હતાં. તે બનાવે ગામમાં એટલી બધી ઉશકેરણી ફેલાવી હતી કે સર્વના મગજ ચકભ્રમ બની ગયેલાં હતાં. ગરીબ સુંદર ડાફ્ન, કે જે હંમેશાં ફુલો વચ્ચે તેઓના જેવીજ નિંદોષ, રંગીલી, આનંદી અને વિનોદી માલમ પડી હતી!

સહવાર ઘણી ઝળકતી, રળીયામણી. ખોલ્લી અને ચોકખી હતી, જાણે જગતમા કાંઈ પણ પાપ કે શોક હોય નહિ તેવી; પંખીઓ ખુશાલ નફ્કરાપણાથી ગાતાં હતાં અને ફુલો પણ તેઓના સૌથી સુંદર સુગંધમાં દીપી રહેલાં હતાં, જાણે મનુષ્ય વાસ્તે કંગાળ્યત અને સંતાપ સોસવાનાં નહિ હોય.

તે તપાસનું લંબાણથી વર્ણન કરવની કાંઇ પણ આવસ્યકતા નથીઃ કોર્ટ સ્ત્રી, પુરૂષો અને નાનાં મોટાં બાળકોથી ચીકાર ભરાઇ ગયેલી હતી, અને ત્યાં હાજર રહેલી અબળાઓએ જ્યારે તે ગુનેહ-

ગારને તેઓ સનમુખ લાવી ઉભી કરવામાં આવી અને તેણીનાં સોહામણા હૃદયભેદક સફેદ ચહેરા ઉપર જ્યારે તેઓની નજર પડી ત્યારે તે દરેક જણીઓની આંખમાંથી લાગણીઓના અશ્રુઓની ધારા નવધાર વહેવા લાગી. તે બાપડી કેવી જવાન, કેવી એખલી અને કેટલી બધી નિરાશ, હતાશ થઇ ગયેલી જણાતી હતી! જ્યારે તેને અંદર દોરવી લઈ જવામાં આવી, ત્યારે તેણે આંખો ઉચકી કેથે પણ જોયું નહિ; આખાં ગામમાં સૌથી ખુબસુરત ગણાતી તે આંખો જાણે જમીન સાથે ચીટકી ગયેલી હતી. તે બિચારી પોતાના હાથોની અદબ વાળી, નમાવેલાં માથે, નમ્રતાનું એક શોકજનક ચીત્ર રજુ કરતી હતી, અને તે એટલી અસરકારક હદની દુ;ખી જણાતી હતી કે તપાસ શરૂ થવા અગાઉ તે મોટાં ટોળામાં હાજર રહેલું એકેએક જણ તે કંગાળને ખરાં દીલની ખાત્રીથી નિર્દોષ માનવા લાગ્યું. તે છોકરીનો બુઢ્ઢો બાપ, પૉલ વરનોન, ત્યાં હાજર હતો; કદાપી જો તેની એકની એક દીકરી ઓચીંતા કવખતના મોહતે મરી ગઇ હતે તોપણ તે એટલો દુ;ખી અને ફેરવાઇ ગયો ન હતે; તે ઘરડા આસામી ઉપર એક કાતીલ ચમત્કારીક ફેરફાર થઇ જવા પામ્યો હતો અને જાણે તે તેનાં મોહતમાંજ જીવતો હતો!

તેણીની વિરૂદ્ધ જુબાની આપનારાઓ ફક્ત ઘણાં થોડાં હતાં. પહેલી મેરી મેથ્યુસ હતી, કે જેણીએ પુરવાર કીધું કે તે બાળક મંગળવારે રાત્રે કૉટેજમાં જનમ્યું હતું; ડાફનને મધ્ય રાતે એખલી મૂકીને તે ગઇ હતી, સહવારના પહોરમાં તેણીને પાછી જોવા આવવાનાં મકસદથી, પણ સહવારના સાત વાગ્યાની અગાઉ, ડાફન પોતેજ ઠાકેલી, હાંફતી હુંફતી, એકદમ નાતવાનીથી લથડી ગયેલા જેવી,

તેણીનાં બારણા આગળ આવી ઉભી અને કહેવા લાગી કે તે બિચારૂં બચ્ચું મરી ગયું હતું, અને તેણી તેને ફ્રનીચરમાં છુપાવી દેવા લઇ ગઇ હતી. પછી તો તે બીચારી ઢગલોપુંજો થઇ તુટી પડી; અને તેણી, તે સાક્ષી, કાંઇ પણ સવાલો પૂછે યા તો કશાંબી પગલાંઓ ભરે તે આગમચ ખુદ પોલીસજ તેને ઘરે આવી પુગી હતી.

બીજી સાક્ષી એક નર્સ હતી, કે જેણીએ બધી હકીકત ખરા ખોલાસાથી કાંઇપણ છુપું રાખ્યા વગર કહી સમજાવી, અને જ્યારે તે કોમળ આકારના અપરાધીએ પોતાના બંને હાથો મુંગી આજીજીમાં તેણી ભણી લાંબા કર્યા ત્યારે તે દયાળુ જીગરની બાઈ ભર કોર્ટમાં ધ્રુસકે ધ્રુસકે રૂડી પડી.

પછી પેલા ત્રણ જણાઓ સામે આવ્યા, કે જેઓએ ડાક્તરને પોતાના હાથમાં કોઇ ચીજ સાથે ખેતરમાં દાખલ થતા અને પછી ખાલી હાથે ચાલી જતાં જોઇ હતી; પછી જે શખશને તે બચ્ચું મળી આવ્યું હતું તેણે તેની જુબાની આપી.

આખો કેસ તે અપરાધીની વિરૂદ્ધ ઘણો સીધો નજરે આવતો હતો. જેટલામાં એકાએક ત્યાં ફેલાયલી ઘાડી ચુપકીદીમાં કોર્ટનાં તે મોટાં અયવાનમાં ડાક્તરનો મીઠો અવાજ પરગરો સમજાયો. આગળ એવો બનાવ કદી બન્યો હતો નહિ, પણ દરેક જણ અજાયબીમાં એટલું બધું ગરકાવ થઇ ગયું હતું કે તે બાળાને કશા પણ અટકાવ વગર બોલવા દેવામાં આવી.

"તે બાળક માહરૂં હતું," તે તરૂણ નાઝનીને બીહકથી સહેજ પણ ધ્રૂજ્યા વગર અને મનનાં સહેજબી ડામાડોળપણાં વિના કહ્યું;

"પણ મેં તેને મારી નાખ્યું નથી; હું તેને ચાહતી હતી, અને તે જીવે તેવું ઇચ્છતી હતી. એ માહરી કમનશીબી છે કે તે મરી ગયુ. મીસીસ મેથ્યુસ મને મધ્ય રાતે બાર વાગે છોડીને ગયાં હતાં, અને તે બેબી માહરા હાથોમાં ઉંઘતું હતું; હું બે વાગે જાગી ઉઠી, અને તે મરી ગયું હતું—પત્થરની માફર મુવેલું હતું. ત્યારપછી મે વિચાર્યું કે હું એને છુપાવી શકીશ, અને કોઇ કંઇ કદી જાણી શકવાનું નથી. મને વિચાર ગયો કે માહરી આ જાલીમ નામોશી અને મોટી મુશ્કેલી વચ્ચે મને એક રસ્તો મળી ગયો હતો. મેં માહરાં બેબીને એક જુની શૅાળમાં લપેટયું, અને તેને લઇને 'ફર્નઉડઝ'માં ગઇ; મેં તેને હજારો વખત ચુમી લીધી—તેઓ કેમ કહી શકયાં કે મેંજ માહરા દીકરાને મારી નાખ્યો ?–પછી મેં તે નાના શરીરને ડાંખલીઓ અને પાંદડાંઓથી ઢાંકી અને સંતાડી દીધું, એવું વિચારીને કે મીસીસ મેથ્યુસ પાછાં આવશે ત્યારે હું એવણને બધું સમજાવીશ અને રાતની વખતે જ્યાં ઘટતું હોય ત્યાં એવણ તે બિચારાંને દાટી આવશે. આ ખરી વાત છે અને તે તદન સાચ્ચી છે."

એ પછી એક તેણીની તરફેણનો સાક્ષી રજુ થયો, ડાકટર થોર્નફીલ્ડ કે જેણે જાહેર કર્યું કે તેણે જુરી દરમ્યાન તે મુવેલાં શરીરની તપાસ લીધી હતી અને તેને માલમ પડયું હતું કે તે બચાંનું મૃત્વ કુદરતી કારણોથી નિપજ્યુ હતું. જો તે બાળક એક રાણીનું પણ હતે અને અત્યંત ઘણી તકેદારી અને કાળજી મેળવવા જેટલું ભાગ્યશાળીબી થયું હતે તોપણ, તે સાક્ષીએ કોરટને જાહેર થવા દીધું કે. તે બાળક કદી પણ જીવવા પામ્યું હતે નહિ. ડાકટર થોર્નફીલ્ડે સોગંદ ઉપર જણાવ્યું કે તેનાં મોહતમાં તેની માતાનો કાંઇ પણ હાથ હતો નહિ.

જ્યુરીનો અભીપ્રાય તે ડાકટરની સાક્ષીના આધારે આપવામાં આવ્યો, અને જ્યારે પૉલ વરનોને તે સમજ્યો, ત્યારે તેણે કહ્યું—

"નહિ, એ ગુનેહગાર નથી; પણ તેમ છતાં પણ એને તો આ એના ગુનાહે એને સજા થાય તે અગાઉ મારી નાખી છે!" અને તે બુઢ્ઢો તેના જૈફ શીર ઉપર આવી પડેલાં તે ઓર્ચીના નામોશીના કલંકીત વાદળાંની અસર હેઠળ ઝનુનથી સરબસર દિવાના જેવોજ જણાતો હતો.

ત્યાંનો કોરોનર, કે જે બિચારો ઘણાં દયાળુ દીલનો આસામી હતો અને જે આ કમનશીબ બાબદમાં ઘણી દીલસોઝીભરેલી ઉલટ લેતો હતો તેણે ડાકનને મળવાની ઇચ્છા દેખાડી. તેણે પણ કહ્યું કે તે છોકરીનાં લાગતાં વળગતાંઓએ તેણીના 'લવર'નું નામ જાણવું જોઇએ, કે જેથી તે કોઇ ઠગારા બદમાસને સમજાવીને તેઓ ઠેકાણે લાવે અને તેની સાથે તેણીના લગ્ન કરાવી આપી તે બાપડીને જીંદગીમાં ગોઠવી દે.

એક વાર ફરી જે સવાલનો તેણીએ સાવ બેહોસથી જવબ આપવા ના પાડી હતી તે તેણીને પૂછાયો. તે છોકરીએ હીંમતનાજ દરેક હાવભાવથી ને દયાળુ જીગરના કોરોનરના ચહેરા તરફ સીધ્ધું જોયું.

"સાહેબ," તે મધુરીએ કહ્યું, "મને પોતાને ફાંસીનાં માંચડા ઉપર લટકી જતી બચાવા થકી પણ હું તે નામ કહેવાની નથી!"

તે દુ:ખથી ફરી ગયો અને ત્યાંથી જતો રહ્યો, આ ફરેસ્તાઓજ વચ્ચે મળી આવતી એક નેકકેરદાર નારી એક કેવા નાલાયક

વારને પોતાની જીંદગીનો પ્યાર અને જીંદગીનું કીંમતી સુખ હરામમાં ધોળી દેવા જતી હતી ! એક કેવા બુરા બેબુન્યાદનો પોતાની જીંદગી અને ભવના ભોગે તે બચાવ કરી રહી હતી ! ! દુન્યામાં પ્યાર ખાતર આવો મોટો, આવો જબરદસ્ત, આવો બુલંદ ભોગ આપનારી એવી કેટલી કુંવારીકાઓ હસ્તી ધરાવતી હશે ? બચ્ચીતજ લાખમાં એક— બલ્કે લાખ નેકમાં એક !

ડાકટર થોર્નફીલ્ડે રજુ કીધેલી જબાની અને ડાફ્નના તે બાળકનાં શરીરને છુપાવવાને લગતા ખોલાસાએ તે અભાગણીને બીજી ત્રીજી મુશકેલીઓમાંથી બચાવી લીધી અને તેણીને છુટી કરવામાં આવી. પણ કંગાળ ડાફ્ને પોતાનાં ઘરે જવા માંગ્યું નહિ. પેહલાં તેણીએ પોતાના પીદરને મળવાની ઇચ્છા દેખાડી–તેની સંપુર્ણ માફી મેળવ્યા વગર તે વાહાલાના આસરા તળે પાછી જવા તે બાળા પોતાની જીવથી ઓચકાતી અને કમકમતી હતી.

“ ડાફ્ન,” તે જૈફ આસામીએ કહ્યું, “કોઇ મુજીજ બાપ પોતાનાં બચ્ચાંને માફ કરવાનું ના પાડે; પણ, આપણે પાછાં સાથે એક છાપડાં તળે જઇને રહએ તે પેહલ્લાં, તાહરે મને તાહરી ઉપર આ નામોશી લાવનાર કોણ છે તેનું નામ આપવું પડશે–એ કોણ હતો ?”

“ હું એ કદી કહી શકવાની નથી, બાવાજી; મને પૂછેલું ફોકટ છે.”

“ ત્યારે આપણે એકજ છાપડાં હેઠળ ફરીથી સાથે કદી રહી શકવાનાં નથી. હું તાહરો ગુનાહ માફ કરૂં છું—એ એક શરમભરેલી નબળાઇ અને દુષ્ટા હતી; પણ તાહરી માં ન હતી, માહરાં ગરીબ બચ્ચાં, અને હું પોતે પણ તાહરા પાળક તરીકે ઘણો બેદરકાર પુરવાર

થયો છું. પણ માહરે તે નાપાક દેવને જાણુવોજ જોઇયે-હું તેનો તોટોજ પીસી નાંખવા માંગુંછ ! હું બુધ્ધો છું અને જવાનીનાં દીવ-સોનું જોમ ને તાકાત માહરામાંથી જતાં રહયાં છે; પણ તે ચશમચોરનું ગળું ભચડી નાંખવા જેટલું તો જોર મોહરામાં છે. હું તેને જીવથી મારીશ, ડાફ્ન !"

તે તે ઉશ્કેરાયેલા બુધ્ધા પીદરને બાજુમાંથી વળગી પડી—અને ધસાધસ રડી પડતાં કરગરીને એવું ઝનુની ન બોલવા વારતે આજીજીઓ ઉપર આજીજીઓ કરવા લાગી. તે બોલી કે, ગમે તેવુ છતાં, ને તો તે વાહાલા દીલબરને હજી જેવાં અને તેવાં અખંડપણુાંથી ચાહતી હતી !

તેનાં ખુબસુરત, નાશ પામેલાં બચ્ચાંનાં કરગરતા અવાજની અસર હેઠળ તે હેતવંતો બાપ નરમ થયો—તે તેનો ગુસ્સો પી ગયો, અને ડાફ્ન ભણી ઉંડી શોકાગ્નીથી જળી જતી આંખો સાથે ગંભીરાઇથી જોઇ રહયો.

"ત્યારે તું મને કદી કેહવાની નથી ? શું ત્યારે માહરાં એકના એક ગુલાબ જેવાં નિર્દોષ બચ્ચાંનું સ્વચ્છ જીગર માહરી કનેથી કોણે છીનવી લીધું તે જાણુવા વિનાંજ મને મરી જવાનું છે ? ડાફ્ન, જયાં સુધી તું મને તે નામ કેહશે નહિ ત્યાંસુધી માહરા ઘરમાં તું આવી શકવાની નથી."

"ત્યારે, બાવાજી, આપણુને છુટાં પડવુંજ પડશે," તે દિલગી-રીથી બોલી; "જો તમે મને તમારી સાથે રહેવા દેતા નથી તો મને તમારી નજદીક રહેવા દેજો, કાંઇ નહિ તો; કેમજે તે નામ તો હું કદી કેહવાની નથી-કદી પણ નહિ !"

તે બિચારીનાં દુખોની આ હદ હતી–તેણી માટે આ સેવટનો ફટકો ઘણો કાતીલ હતો તે સહેવી શકે તે કરતાં ઘણો વધારે કારમી અને કાતીલ. તેણીના દુઃખનાં તે જાલીમ અગાધપણામાં તે બાપડી અચંબિત ધાસ્તીથી ફાટી મરી. કંગાળ, કંગાળ તે! તેણીનાં ખમવાનો કયાં અંત આવવાનો હતો? તે હીણનશીબના રૂપાળા ચેહરા ઉપર મોહત કરતાં પણ વધારેં ભયાનક સફેદી ફરી વળેલી હતી, છતાં તે બાપ એકનો બે થયો નહિ અને જ્યાંસુધી કાફ્ન તે નામ જાહેર કરે નહિ ત્યાંસુધી પોતાનાં ઘરનો આસરો આપવા તેણે સફા ના પાડી.

તેનાં માથે ગગડી પડેલાં આફતનાં આ મોટાં વાદળાંઓ વચ્ચે ગુંચ ખાતા અને ઘુમતાં મગજે તે અભાગ્યો બાપ એક જેને તે પોતાનો સૌથી ઉત્તમ મીત્ર અને સલાહકાર ગણતો હતો તેની કને ગયો, કેમજે તેને લાગ્યું કે તે સ્કવાયરજ હતો કે જે તેની મુશકેલી તાળવા સામર્થવાન થવાનો હતો!

"તમને મળવા આવતાં મને શરમ લાગે છે, સ્કવાયર--મને કોઈબી પ્રમાણીક માણુસનાં ચેહરામાં નજર ઉઠાવી જોવાની શરમીંદગી લાગે છે; પણ હું તમારી આગળ માહરાં માથેની મુશકેલી વાસ્તે આવ્યો છું," તેણે જણાવ્યું.

"સારૂં કીધું," લીઓનલ બોલ્યો, જો કે બોલતી વખતે તો તેનાં હોઠો ધ્રુજતા હતા. "તમને મદદ કરવા વાસ્તે આ દુન્યામાં માહરાથી બની શકતી દરેક ચીજ હું કરી બજાવીશ, તેની ખાત્રી રાખજો માસ્તર."

"ત્યારે તો એક ચીજ માહરે વાસ્તે કરો, સ્કવાયર; જે કંગાળે

માહરાં બચ્ચાંની ખીલતી ગુલાબ જેવી જીંદગીનો નાશ કર્યો છે તેને શોધી કાઢવા મને સાહય થાઓ, કે જેથી હું તેને જીવથી ઠાર કરૂં; ખુદાનાં સુરજની લાઇટનો લાહવો લેવા દેવા તેને જીવતો રાખવો સજાવાર નથી !"

"કીનો કીરતારને સોંપો," તે જવાન મરદે કહ્યું. "એક ચીજ ચોકકસ છે, જો તેનામાં અંતઃકરણ જેવી ચીજ હશે તો, તેણે તમારી દીકરી કરતાં પણ જ્યાદા ખમેલું હોવું જોઇયે, કેમજે પ્રશ્ચાતાપનાં કીડાનો ડખ અસહ્ય છે. આવા વફાદાર પ્યારથી જે નામને તમારી વાહાલી દીકરીએ સાચવ્યું છે તેનાં વાળને પણ ઇજા કરવાનો તમારે ખ્યાલ કરવો જોઇતો નથી."

"ત્યારે," તે દલીલ જાણે તેનાં ધ્યાનમાં ઉતરી ગઇ હોય તેમ તે ભોળા બુઢ્ઢાએ નરમ નાખુશીનાં અવાજે કહ્યું; "શું માહરે એને માહરે આસરે લેવી જોઇયે ? શું એને પાછું આવવું જોઇયે, જાણે આ એક બધું ભયાનક સ્વપ્નાં માસાલ વહી ગયું હોય તેમ ? માહરૂં જીગર તો એ માહરી દીકરી તરફનાં માહરાં ઘાટકીપણાંને લીધે કપાઇને ટુકડેટુકડા થઈ જાય છે; કદાચ અગાઉની ખુશાલ જીંદગીએ તો અમો પાછાં કદી જીવી શકવાનાં નથી, તોપણ માહરાં છાપરાં તળે લઇને એને માહરી આંખોમાં સમાવેલી રાખવા માહરો જીવ તો ઘણો ચાહે છે. ઓહ, સાહેબ, તમે એક ડાહપણવાળા આસામી અને ઘણાં ભલા માણસ છો; ત્યારે કહો મને, કોણે માહરી ડાકનની જીદંગી બગાડી નાંખી હશે ?હું એ વિચાર કરીકરીને ગુંચવાડાથી ઘેલો થઇ જઉં છું. એણે પહેલ્લાંથીજ એ મોહકાણની વાત કાં' નહિ કહી દીધી ? આવું ગજબનાક બની ગયું તે અગાઉજ એણે એનો ભેદ કાંય નહિ ખોલી

દીધો હશે ! હું કેટલુ થોડું જાણુતો હતો કે માહરી તમાંમ પ્રમાણી-કપણે ગુજારેલી ગરીબ પણુ મગરૂર જીંદગીની આખેરીએ આવી કીસમની નાંમોશી મને સેહવવાની હતી !"

તે જૈફ માણુસનો ખરાં જીગરનો કકળાટ જોઇ સ્કવાયર અંતરે કેવો ધ્રુજી રહયો—તેનાં જીગરમાં પસ્તાવાનાં કીડાએ કેવો નહિ ખમી શકાય તેવો તડખાત મચાવ્યો તેનું બયાન કરવું બેજા છે! એ તેની સજા હતી—તેનાં અંતઃકરણુનો દાવાનળ દખજ તેની શીક્ષા હતી. તેણે તે સફેદ વાળવાળા શીર ઉપર પોતાનો ફીકકો ફ્ચ ચેહરો નીચો નમાવ્યો.

"માહરી સલાહ માનો," તેણે દયાળુ અવાજે પૉલ વરનોનને સમજાવ્યો, "એ સૌથી ઉત્તમ સલ્લાહ છે કે બિચારી ડાફ્નને તમારાં ઘરમાં પાછી લેઓ. એને એ ખત્રી વાએજેહાંન છોડી મુકવામાં ડાહ-પણુ નથી. તમારે આસરે લેઓ અને બિચારીને પોતાનું દુઃખ મુંગે મોઢે ખમવા દો."

× × × ×

"આ ચીજ કદી બનવી જોઇતી હતી નહિ," ગામડયાંઓ પોત પોતાનામાં વાતો કરતાં હતાં, "કે ડાફ્ન આજ ગામમાં રહે અને આપણું સઘળાં સાથે ભેળાય !"

"એવી એક છોકરી આપણી દીકરીઓ વાસ્તે ધાસ્તીભરેલી છે," એક અબળા બીજી બાજુથી બોલતી સમજાઇ. "એને ગામમાંથી બાહાર કાઢી મુકવી જોઇતી હતી."

તે મહિલા જ્યારે આફતમાં આવી પડી હતી ત્યારે સૌ કોઈ તેની દયા ખાતું હતું ને તે નિરાધાર ફસી પડેલી વાસ્તે લાગણીથી જળી

જતું હતું; પણ હવે જાણે કશુંજ નહિ બન્યું હોય તેવી રીતે, ડાફ્ન પાછી આવે અને તેઓ વચ્ચે વસવાટ કરે તે ખ્યાલ કોઇને ગમ્યો નહિ. તેઓ સૌએ પોતાનાં દીલ કચવાયેલાં જાહેર કર્યાં.

"હું કદાચ એની સાથે વાતો કરીશ," બીજી એક અબળાએ કહ્યું, કે જેનાં ઘરમાં ઉમરે પુગેલી છોકરીઓ હતી, "પણ માહરી દીકરીઓને તો તેની સાથે કોઇપણ સબંધ રાખવા હું સખત મના ફરમાવીશ. ડાફ્નને અહીં રહેવું જોઇતું હતું નહિ—એને ચાલી જવું હતુ."

પણ ડાફ્ન તો તેનાં બાપીકાં ઘરમાં પાછી આવીને વસી હતી, શાંત, સ્થિર, ફીકકી અને દુ:ખી. તે બિચારી બધી કચડાયેલી, ભચડાયેલી, તુટેલી, રંજીસ પામેલી, જીંદગીની સર્વ મજાહ અને લુત્ફ ખોહી બેઠેલી પોતાનાં મોહતમાંજ જાણે જીવતી હતી! તેણી વાસ્તે જીંદગી કાંઇ પણ આશા, આનંદ અને ઉલટ ધરાવતાં નહોતાં—તે અસલ ડાફ્નનો એક ઓળો હતી—એખલી, અટુલી, અવાચક બનેલી, સર્વ દોજખી સંતાપના નિરાશાજક પ્યાળોને પોતાનાં હૈયામાં સમવી કરી બેઠેલી. તે એક કચડાયેલી ગુલાબનાં મનોહર ફુલનેજ મળતી આવતી હતી. અરેરે, ફક્ત એકજ ભુલથી તે બિચારીએ પોતાનાં ખીલતાં, જોબનવંતા. ઉમીદભર્યાં ભવનો કેવો નાશ કર્યો હતો—સબરદબર ટચરડોજ કાઢી નાંખ્યો હતો!

જવાન દીકરીઓની માતાઓને ધાસ્તી રાખવાની કશી પણ જરૂર હતી નહિ—ડાફ્ન તેઓનાં માર્ગમાં કદી જતી નહિ; તેઓ તે બિચારીને તેડતાં આવે નહિ ત્યાંસુધી તે સુંદરી કદી પણ કોઇ બાળા સાથે વાતો કરવા થોબતી નહિ

ઘણો લાંબો વખત સુધી હાટંલેની સ્ત્રીઓએ ડાફ્નને વતારી નહિ. તેઓએ તેણી સાથનો સંબંધ સમરદમર છોડી દીધો; જો તેઓ તેણીને મળી જતાં તો તેઓ ખસુસ રસ્તો ઓળંગીને બીજી બાજુથી ચાલી જતાં. અથવા કોઇ વખતે ફરજયાત તે છોકરીની નજદી દીકમાં જવાનું થતું, તો તેઓ મોંહ મરડી અને આંખો ફેરવીને ચાલી જતાં. બંદગી કરવા જ્યારે સઘળાં સાથે મળતાં અને તેણી પણ બધાં સંગાથ ગુંથણુ મંડીને પડતી, ત્યારે તેણીની બાજુએ ઉભેલીઓ પોતે પહેરેલો પોશાક બાજુ ખસાડી નાંખતી, રખે તેણીના શરીર સાથે તે અડકે એ બીહકે. બધાંઓએ તે કંગાળને વિખુટી પાડી નાંખી હતી, કોઇ તેણીની અરાસે જવા માંગતું કે તેની સાથે સંબંધ રાખવા ઇચ્છતું ન હતું. તે સઘળાંઓએ જાણે તેને ન્યાતની બાહાર કાઢી મેળી હતી—અને સર્વ તે ઉપર સખ્ખત ઇથી અમળ કરી રહયાં હતાં. જો કોઇ એકાદ માત્તા પોતાનાં બચ્ચાંને સ્કુલે કાંઇ કામ વાસ્તે મોકળતી તો તે હંમેશાં કહેતી સમજાતી—

"હવે, જો વળી ડાફ્ન સાથે વાતે ઉભી ના રહેતી."

ડાફ્ન એ ચીજનો કદી ગુસ્સો કરતી નહિ-મનમાં કશું લાવતી નહિ. જ્યારે તે પોતાની અસલની જવાન સોબતણોને માંથું ફેરવી ચાલી જતી જોતી અને ઉમરે પુગેલીઓ પીઠ ફેરવી નાંખીને તેણીને અપમાન કરતી ચાલતી ત્યારે દુઃખી ડાફ્ન તે વિષે દીલમાં કશો ગમ ધરતી નહિ તે બાપડી વાસ્તે ગમ કરવાનું એટલું પુરતું હતુ કે આવી ચીજનો ગમ કરવા વાસ્તે તેની કને વિચાર પણ ફાજલ પડતો ન હતો. વળી, તે પોતાનાં મનથી બોલતી કે એ બધી ચીજને તે લાયક હતી-તે તેનાં દીલથી કબુલ રાખતી હતી કે તેણી કે જેનાં

કપાળ ઉપર નાંમોશીભર્યાં પાપનો દામ ચોંટેલો હતો તે નિર્દોષ છોકરીઓ સાથે ભેળાવા, બેશક, બીલકુલ નાલાયક હતી.

તે બિચારી માંટે હવે સઘળાંનો અંત આવી ગયો હતો—તેને તો હવે ફક્ટ તે જ્યાંસુધી મરી ન જાય ત્યાંસુધી પોતાનાં બાપની સાથે તેના ગરીબ ઝુંપડાંમાં રહીને જીંદગી લેવાની હતી. તે સીવાય બીજું કાંઇ નહિ—જીંદગી તો તેણી વાસ્તે ખતમ થઇ ચુકી હતી.

બે વરસો સુધી તે મનોહારીણીએ ધીરજથી પોતાનો કંગાળ ફેજ સૌસ્યો—વખાણવા લાયક ધીરજથી અને કદી પણ કાંઇબી બબડાટ કીધા વગર, એજ તેણીની આ દુન્યા ઉપરની સજા હતી એવું તેનાં મનથી સમજાવીને.

એક સહવારે—તે આનંદી વસંત રૂતુ હતીં અને ડાફ્ન ફુલોને લગતું કાંઇ કામ કરવા બગીચામાં ઘણી વેહલ્લી ઉઠીને આવી હતી—તેણે ઘણો લાંબો વખત સુધી અને સખત મેહનત કીધી; નિશાળનો ઘંટ વાગ્યો અને નિશાળ્યાઓ ભેગા થયા. તેણીએ પોતાના બાપને બાગ વટાવી અને સ્કુલનાં મકાનમાં જતાં જોયો—સુર્ય મોટો અને પ્રકાશીત થઇ ઝળકવા લાગ્યો.

અચાનક હવા મોટા ઘંટોના નાદથી ગાજી રહી. ડાફ્ન જ્યારે તે સપટેમબરની મીઠી શાંતીમાં આવી રીતની દખલ સમજી ત્યારે ચમકી ઉઠી; હાર્ટલેમાં ખુશાલીનાં મોટા ઘાંટો ઘણાજ કવચીત વાગતા સમજાયા હતા—સ્કવાયરનાં લગ્ન થયા પછી તો એ આનંદનો મોટો અવાજ તેણે કદી પણ સમજ્યો ન હતો. તડકાંવાળી ખુશાલ, સુખી સહવારમાં તે સાહદ જાણે સુખથી દીવાનો બની ગયો હોય તે મીસાલ

વાગતો અને ઘોંઘાટ કરી રહ્યો હતો; પછી, બપોર થાય તે અગાઉ છોકરાંઓ નિશાળનાં મકાનમાંથી ઘોંઘાટ કરતા અને આનંદમય પુકારો કરતાં એકસામતા બાહાર નિકળી પડેલા જણાયા અને જરા વારે તેણીનો પીદર પણ તે જ્યાં હજી ઉભી કામ કરતી હતી ત્યાં આવીને ઉભો.

" ડાફ્ન," તે ઉજળા વાખ જેવા ચેહરા તરફ જોઇ તેણે કહ્યું; "આજને વાસ્તે તેં પુરતું કામ કીધું છે; હવે બીજાં બધાંઓની માફક તુંબી છુટી લે."

" કાંય, બાવાજી !" તે રમણીએ પૂછ્યું—"એ આજે ઘાંટો શા માટે વાગી રહ્યા છે—આજે શાનો તેહવાર છે !"

" શું તેં સમજ્યું નથી ! હા, પણ તું કયાંથી જાણે-તને કહેજ કોણ ? આજે સ્કવાયરે છુટી અપાવી છે; એના દીકરા—વિનનો ગાદી વારસનો આજે સહવારે જન્મ થયો છે."-પછી થોભીને. "ખુદા પાસે હું એજ દુઆ ગુજારૂં છું કે તે તે પ્યારાં બચ્ચાંને સદા પોતાના આશીરવાદ આપતો રહે-ખુદા સ્કવાયરને પણ સુખી રાખે ! એ માહરો સૌથી સરસ મીત્ર છે."

એક કમકમાતની લાગણી, જાણે તેણીને ઠંડી ભરાઇ આવતી હોય તેવી, તે નાજુક બદનમાંથી વહી ગઇ—એક ધ્રુજારી, જાણે દુ:ખની હોય તેવી, તે બાપડીનાં ચેહરા ઉપરથી પસાર થઇ જવા લાગી; પોતાનો ચેહરો છુપાવવા ઝુકી તે ફુલો ઉપર વધારે વાંકી વળી.

" ખુદા, તે બંનેને તેના આશીરવાદ આપે !" તેણી પણ નરમ, નમ્ર અવાજે બોલી. "બાવાજી, હું આજે છુટી લઇ શકતી નથી,

માહરે તો માહરા હાથમાંનું કામ પુરૂં કરી નાંખવુંજ જોઇયે: હું કે રજા મને કાંઇ મજાહ આપી શકવાની નથી."

પૉલ વરનોન એક નિસાસો નાંખી ત્યાંથી જતો રહયો.

અને, એ રીતે, જ્યારે ખુશાલીના નાદો થતા ને સર્વ મજા ભોગવવાં નિકળી પડયાં ત્યારે ડાફન તો પોતાનાં કામ ઉપર મો ઉદ્યોગીપણાંથી મંડેલી હતી. તે તારૂણીના વિચારો તે સહવાર તર દોડતા ધામતા જતા હતા, કે જ્યારે તેણી પોતાનાં હાથોમાં તે ભયાન બોજા સાથે દવથી ભીંગાયેલાં ફુલો વચ્ચે ધડકતાં દીલે ચોરી છુપી સંતાતી ફરતી હતી.

"એ વાજબી છે" તે તેનાં મનથી બોલી—"જેઓ ખુદાના કા દાનો ભંગ કરે છે તેઓને સીક્ષા થવીજ જોઇયે."

જ્યારે તે નાનાં ભુળકાં—તે નાના વારસના બેપતીઝમ ટાંકણે એ મોટા 'ફૅટ' કરવામાં આવ્યો, ત્યારે તેણીએ જવા ના પાડી; બિચા પૉલ વરનોનને તો પોતાની દીકરીને તે મજાહમાં ભાગ લેવા ઘણું સમ જાવ્યું, મગર તે ચાતુરીએ તો પોતાની આંખમાં આસુઓ સાથે તેન ભણી જોયું.

"તમે મને નાં બોહસ કરો," તે બાપડી બબડી, "જો હું જઇશ તો માહરી સાથે કોણ વાત કરશે?" અને એ સમજી તે બુઢ્ઢાએ તેણીને સમજાવવાનું મોકુફ કર્યું, કેમંજે તેણીનાં શબ્દો ખરા હતા.

તે મોટા મેળાવડા દરમ્યાન, લીઓનેલે એક ટોળાંમાંથી બીજાંમ પસાર થતાં, તે દુઃખી મધુરીને જોવાની ઘણી આતુરતાથી તગર કીધી

તે ભીંડા, શોકાતુર ચેહરા ઉપર એક નજર નાંખવા; પણ તે તે જોઇ શકયો નહિ અને નાશીપાશીથી ઘણો દિલગીર થઇ ગયો.

એક વખતે, મોટા રસ્તા ઉપરથી પસાર થતાં, ડાફ્ન તે વારસ વાસ્તે ખાસ રાખવામાં આવેલી નર્સને તે બેબીને ફરવા લઇ જતાં મળી; તે બાપડીનું જીગર થંભ થઇ ગયું, તેણીના ચેહરા ઉપર રંગ ધાઇ આવ્યો, અને પછી તે તુરત મોહત જેવી ફીકકી ફ્ચ મારી આવી. ફકત તે તે બચ્ચાંને જોય–જો ફકત તે તેને જોવાની હીંમત કરી શકે।

તે તુરત નર્સ આગળ ગઇ, કે જેણીએ તે બાળકીને અચકી જતાં જોઇ હતી, અને તેથી પોતે તુરત થોભી ગઇ.

"લેડી એનાબેલ એક વખતે માહરા તરફ ઘણાં ભલાં હતાં," તે અચકતી, બોશકાતી, ગભરાતી, અકળાતી બોલી; "મને એવણનાં નાના દીકરાને જોવા દેશો?"

તે નર્સ, કે જે બિચારી ગામડામાં નવી અને અંજાણી હતી તેણીએ વખાણની નજરે તે ભુળકી તરફ જોયું.

"બચ્ચીતજ–કાંય નહિ?" નર્સે જવાબ કર્યો, અને તે બકળ્યાંનો ચહેરો અર્ધો ઢંકાય તેમ મૂકેલું કપડું ખસાડી નાખ્યું.

ડાફ્ને સોનેરી કરચલીઓ સાથનો એક ગોલાબ જેવો ચહેરો જોયો. દુઃખનાં એક મોટા ધબકારાએ તે તારૂણીનાં જીગરને ધ્રુજાવી મૂકયું: તે નાનો ચહેરો કે જે તેણીએ લીલાં પાદડાંઓથી ઢાંકી દીધો હતો તે આનાજ જેવો હતો. તેણીએ તે કોમળ, કુમળા, ભરેલા, ગોળ હાથો પોતાનાં હાથોમાં લીધા, તેનાં કીરમજી, પાતળાં, દુધ જેવાં આંગળાંઓ ઉપર કીસાઝ લીધી, અને પોતાને રસ્તે ચાલતી

થઇ, સ્કવાયરના દીકરાને તેણીએ જોયો હતો તે ખ્યાલથી ખુશી અને સુખી થતી.

તેણીની તપાસ પુરી થયા પછી જ્યારે તે પહેલવહેલી ઘરે પાછી રહેવા આવી હતી ત્યારે વિકારનાં ધણીઆણી સ્કુલનાં મકાનમાં આવ્યાં હતાં અને તેણીને હાર્ટલે છોડી જવાની સલાહ આપી હતી; પણ ડાફ્નેએ તેણીનો ઉપકાર માન્યો હતો, ને કહ્યું હતું કે—નહિ, તે પોતાનું દુઃખ ગુપચુપ ખમ્યા કરવાની આશા રાખતી હતી; એ વાત ખરી હતી, કોઇ તેણી સાથે વાતો કરવાનું કે ભેળાવાનું ન હતું, પણ બીજે કેથે એખલી હોવા કરતાં પોતાના બાવાજી સાથે તેજ ગામડામાં તે વધારે સુખી થઇ શકવાની હતી.

એનાબેલે પણ તેણીને પૂછ્યું હતુ કે એવી કોઇ રીત હતી કે જેથી તેણીને તે મદદગાર થઇ પડે, પણ તે જવાબ તો એક નમ્ર, મોભાભરેલી 'ના' હતો.

પછી સર્વ કોઇ તેણીને વિસરી ગયેલાં લાગતાં હતાં. તે પોતાનાં ઘરની શાંત જીંદગીએ જીવવા લાગી, પોતાની આફત અને દિલગીરી, પોતાની નામોશી ને નાશીપાશી એક ફીરેસ્તાની ધીરજે સોસતી.

કોઇ કોઇ વેળા અકસમાતીક તે સ્કવાયરને મળી જતી ત્યારે તેણી વાસ્તે તે કસોટી બીજી બધી કરતાં ઘણી કાતીલ થઇ પડતી. તે તે મુલાકાતો અટકાવવાને તેનું બનતું કરતો, જ્યારે તે બાપડીની પણ કોશેશ જબરી હતી; પણ ઘણી વખતે એવો જોગ ઉભો થતો કે તેઓ અચાનક સામસામા મળી જતાં. એ તે બાપડી વાસ્તે અસહ્ય થઇ પડતું; તે ચેહરો કે જે એ· દંઘ તેનાં મનથી આ

ધરતી ઉપરનો સીતારો હતો તેની ઉપર એક ટુંકી મીનીટ નજર ટાંકવી, તે અસલનાં પ્યારથી તેનાં જીગરનું ધ્રુજવું, બધી યાદોથી તેણીના ગાલો આતશ મીસાળ લાલચોળ થઇ આવવા અને તેણીનું તમામ તનબદન નવેસર લાગણીઓથી ધ્રુજી રહેવુ—એ ચીજો તે કંગાળ વાસ્તે ખમી શકાય તે કરતાં જ્યાદા હતી. તે દુઃખી તો હદ બહારની હતી, પણ આ ઓચીંતી મીલાકાતો તેણીનાં ખમવાની જાણે કોઇ સીમાંજ રાખતી ન હતી!

એમ વરસો પછી વરસો ગબડી ગયાં, અને તેઓની જીંદગીમાં કાંઇ પણ તફાવત કે ફેરફાર આવ્યો નહિ. રકવાયર વધતો આબાદ અને લોકમાનીતો થતો ગયો; તેની મીલકતોની એટલી સારી જતન લેવાતી હતી કે તેનુ નામ ઘણું જાણીતું થયું અને તેનાં ઉપર માન અકરામોની નવાજીસો થવા લાગી. તે કોઇ ઘણાં બુલંદ ને નશીબદાર સીતારા હેઠળ જનમેલો લાગતો હતોઃ કોઇબી ચીજ તે માથે લેતો તો તેમાં તે ફાવતો અને માલદાર થતો. લેડી એનાબેલ તો તે ગામડેની રાણી હતી, તેઓને ત્યાં ત્રણ ખુબસુરત બચ્ચાંની વૃદ્ધી થઇ હતી, અને તેઓ સાથે તેઓનો સંસાર ઘણો સુખી હતો. ફક્ટ એક ચીજ હતી, કે જે લીઓનેલ તુરબીલની જીંદગીનાં સુખને છંછેરતી હતી; અને તે ડાફ્‌ન વરનોનનો ચહેરો અને તેણીને તેણે પુગાડેલાં મોટાં નુકશાનની યાદ હતી. ફક્ટ એ સીવાય, તે એક સંપુર્ણ સુખી આસામી હતે.

વરસો જેમ જેમ વહેનાં ગયાં તેમ તેમ, રફ્તે રફ્તે, કમનશીબ ડાફ્‌ન આ દુન્યામાં પોતાની અસલની જગા પાછી ભોગવતી ગઇ. લોકો, અગાઉ મીસાલ, મુશીબતનાં વખતે તેણી કને જવા લાગ્યાં,

તે શીરીન, શોકાતુર, સોહામણો ચેહરો હવે અવારનવાર કોઇક માંદગીનાં બીછાણા ઉપર કાળજીથી વાંકો વળેલો નજરે પડતો હતો. જે ઇજ્જતભર્યું નામ તે ખોહી બેઠી હતી, તે તો તેણીએ કદી પાછું મેળવ્યું નહિ, જે મીસાળ પગ તળે ચગડાઇ ગયેલું એક કમળનું ફુલ સદાબરું પોતાનો સોહામણો સોડમ ખોહી દે છે; પણ એ વખત આયંદે પાછો આવ્યો, કે જ્યારે એકવાર પાછી તે દુઃખીયાંઓની મદદગાર અને મુશીબતમાં પડેલાંઓની એક સલાહકારક ફીરેસ્તા તરીકે વસવા લાગી. હવે કોઇ પણ તેણીનાં પાપ કે ગમખ્વારીની વાતો કરતું નહિ, તો જો કે તે બાળાનાં જીગરમાં તો તે નામોશીની યાદ, વરસો વહી જવા છતાં, જેવી ને તેવી સંતાપતી ને દુઃખી કરતી ખડી હતી.

## પ્રકરણ ૧૫.

---:o:---

### સેવટ.

સર્વે કોઇ ત્રાસી ગયાં હતાં. આવો એક ભયાનક રોગ હાર્ટલેમાં—તમામ ઇંગ્લાંડનાં સૌથી તંદરોસ્ત ગણાતાં ગામડામાં—ફાટી નિકળ્યો હતો! એક ભયંકર પ્રકારનો ઇનફ્લુએનઝા, કે જે કદી નહિ અનુભવ થયેલી શીઘ્રતાથી એક ઘેરમાંથી બીજે ઘેર પ્રસરતો હતો અને સંખ્યાબંધ અકાળ મોહત નિપજાવી રહ્યો હતો! તે એક અસાધારણ કઠણ શીયાળાના દિવસો હતા; આખો દેશ તે નાશકારક 'ઍપીડેમીક' માં

સપડાઈ ગયો હતો; પણ હાર્ટલે અને તેની આજુબાજુની જગાઓમાં તે જીવલેણ કીસમે ફાટી નિકળ્યો હતો.

ગામડાનાં ડાકટરોને લંડનથી ખાસ ડાકટરો બોલાવી મદદ લેવી પડી હતી. ઘણી કુશળ નર્સીઝને પણ તેડવામાં આવી હતી; પણ માંગેલી સંખ્યામાંની ફક્ત અર્ધીજ સખ્યા આવી શકી હતી, કેમજે ઠેકાણે ઠેકાણેથી તેઓની મદદની જરૂરની માંગણીઓ આવી હતી; હાર્ટલે ગામડું જાણે બરફનાં ઢગળાઓમાં ગરક ગયેલું હતું, અને માંમલો અત્યાર સુધી હતો તેનાં કરતાં ઘણો ત્રાસ પમાડનારી હદનો બીચકી ગયો હતો, કે જ્યારે, દરેક જણના મોટાં દુઃખ વચ્ચે, તે માંદગી તેનાં સઘળાં ઝનુનીપણાં સાથે 'વિન ઍબી' માં ફાટી નિકળી. બિચારા સ્કવાયરે પોતાનાં કુટુંબને તે જગા ઉપરથી ખસેડવાની ગોઠવણ તરતનીજ સપુર્ણ કીધી હતી, કે જ્યારે લેડી એનાબેલ અને તે ઘર ખટલામાંનાં બે નોકરો તે બિમારીમાં સપડાઇ ગયાં.

લંડનથી એક નર્સ મેળવવામાં આવી, અને પછી, ડાકટરની સલ્લાહથી એક બીજી વાસ્તે ટેલીગ્રાફ કરવામાં આવ્યો; પણ તરતજ બીજી મેળવવાનું અશકય હતું.

સ્કવાયર બાપડો સખ્ખત ગભરાતમાં પડયો હતો. તે પોતે ઍબી વિન છોડી જવા માંગતો ન હતો—તેને લાગ્યું કે તેનાં લોકોમાં તેની હાજરી તેઓ વાસ્તે સધ્યારા મીસાલ હતી; પણ તેણે તેની પરણેતર અને બચ્ચાંઓને બાહારગામ મોકલી દેવાનો ઠડાવ કર્યો હતે, કેમજે મૂખ્ય ભોગ બાળકો અને સ્ત્રીઓ હતાં.

હવે શું કરવું ? તેણે ઠેરઠેર ખબરો કહેવડાવી અને અંતે એક બીજી નર્સ મેળવી; પણ તે વખત સુધીમાં તો બીજા ચાર નોકરો

પટકાઇ પડયા હતા. પછી, જ્યારે તેણે તેની હાઉસકીપર મીસીસ રૅનકુના ફુગળાયેલે મોઢે વાત સમજી કે તેનાં એ બચ્ચાંઓ પણ એ દુષ્ટામાં જકડાઇ ગયાં હતાં ત્યારે તેણે તેનાં દુખનો પ્યાલો છલાછલ ભરાયેલો માની લીધો.

"કોણ બે છે?" તેણે ટુંકમાં પૂછ્યું.

"માસ્ટર લીઓનલ, અને મીસ મેબલ, સાહેબ," તે હાઉસ-કીપરે ઉત્તર કર્યો.

તેણે જ્યારે મેબલનું નામ સમજ્યું ત્યારે તેનું મસતક ધુમવા લાગ્યું, કેમજે તે આખા લૉટમાં એ બચ્ચું સૌથી નાજુક અને સઘળાનું ઘણુંજ વાહાલું હતું. તેણે તે હાઉસકીપરનાં ઉતરી ગયેલા બીધેલા ચેહરામણી નિરાશાજનક અવતારે જોયું.

"હવે આપણે શું કર્યે?" તેણે લાચારીના હાવભાવથી કહ્યું. "હવે નર્સ કયાંથી મેળવવી તે મને સમજ પડી શકતું નથી, અને બિચારી મેળલ કેટલી બધી નજુક છે!"

મીસીસ રૅનકુ કશી પણ સુચના કરી શકી નહિ. જે ફકટ એક સધ્યારાભર્યું વચન તેણી આપી શકી તે એજ હતું કે નર્સ આવે ત્યાંસુધી તે પોતે તે બચ્ચાંઓની સંભાળ રાખતી રહેશે,

થોડાક કલાકો પછી, જ્યારે સ્કવાયર જ્યાં જ્યાં તે વિચારી શકયો ત્યાં બધે એક નર્સ વાસ્તે ટેલીગ્રામજ છોડી ચુકો, અને જવાબમાં નાથીપાશી સિવાય તેને બીજું કશુંએ મળ્યુ નહિ, ત્યારે મીસીસ રૅનકુ એવું કહેતી લાયબ્રેરીમાં દાખલ થઇ, કે ગામડામાંથી કોઇ તેને મળવા માંગતું આવ્યું હતું. તે મગજે અને શરીરે એટલો થાકી ગયો હતો

કે તેને કશામાં પણ ઉમંગ આવી શકયો નહિ—તેણે ધાર્યું કે કોઇ પૈસા. કે કાંઇ એવીજ મદદ માંગવા આવ્યું હતું—મદદ કે જે હંમેશાં તે છુટા હાથે આપતો રહયો હતો. તેણે, તે હાઉસકીપર ત્યાંથી જતી રહી અને એક કોમળાંગીનો નાજુક આકાર ત્યાં દાખલ થયો ત્યાંસુધી નજર ઉથાવી ઉંચે જોયું નહિ. જ્યારે તે મનોહારિણીના શોકાતુર ચેહરા ઉપર તેની આંખો પડી ત્યારે તેના હોઠો વાટેથી એક બુમ બાહાર પડી ગઇ.

"ડાફ્ન !"

તે નાજુક, નમ્ર આંખોએ તેની ભણી જોયું; તે મીઠા હોઠો ધ્રુજ્યા; તેણીનાં રોપખસારો ઉપર રંગ ધસી આવ્યા અને નાબુદ થઇ જ્યા કીધો.

"ડાફ્ન !" તેણે પાછું પુકાર્યું.

પછી તે સુંદરી બોલી. અને તે સુરીલાં ગળાંમાંથી નિકળેલા. શોકા અગનીથી જગેલા અવાજે તેના અંતઃકરણને તેની છાતીમાં ધ્રુજાવ્યુ.

"અહીં આવવા વાસ્તે માહરી સાથે ગુસ્સો ના કરતા," તે લાવણ્યમય લલનાએ ધીમા, મધુર, મંજુલ હલકે કહયું. "મને તેમ કીધા વગર ચાલ્યુ નથી. તમારાં બચ્ચાઓ માંદાં છે, એમ મેં ગામમાં સમજ્યું છે, અને હું તમને એમ પુછવા આવીછ કે તમે મને એ લોકની સારવાર કરવાની રજા આપશો ?"

"તું !" તેણે આશ્ચર્યથી એક પુકાર કર્યો. "તું! તું માહરાં બચ્ચાંઓની સારવાર કરે ?"

"હા. માહરે એમ કાં' ન કરવું જોઇએ ? હું તદન લાયક છું. લંડનથી અહી આવેલા ડાકટર કહે છે કે એક ધંધાદારી નર્સને જે

બધું જાણવું જોઇયે તે સઘળું હું જાણું છું. મેં ઘણાં દરદીઓની સારવાર કીધી છે, અને હું કેહવાને ખુશી છું કે તે સઘળાંઓ સાજાં થયાં છે. મને તક આપી જુઓ—હું માહરાથી બનતું કરીશ." પણ તે તો ફક્ત એટલુંજ બોલી શક્યો—

"તું, ડાફ્ન, તું!"

"હા, હુંજ-ડાફ્ન," તે બાળાએ જવાબ કર્યો, તેણીની તારા સમ ચક્ષુઓમાં પ્યારની એક નવીજ લાઇટ પ્રકાશતી હતી. "મને માફ કરજો, જો હું એમ તમને યાદ દેવડાઉં કે તમારે ખાતર માહરી જીંદગી આપવા હું ખુશી છેઉ, એવું મે તમને અનેક વખતે કહયું હતું—હવે એ જીંદગી મને તમારાં બચ્ચાંઓને આપી દેવા દો." તે હાથ જોડીને ઉભી, તેણીનો તમામ આત્મા, આજીજીઓ કરતો, તેણીની આંખોમાં ચમકતો હતો. "મેં ઘણું ખમ્યું છે; આટલો સખ્યાગે મને બક્ષો."

"હું-હું ઠરાવ કરી શકતો નથી," તેણે જવાબ દીધો. "મને એ નથી ગમતું કે તું તાહરી તંદરોસ્તીને જોખમમાં નાંખે—તાહરી જીંદગી, ડાફ્ન."

"જીંદગી-માહરી જીંદગી! તે માહરે માંટે શું ધરાવે છે? મજાહ ને ખુશાળી માહરી જીંદગીમાં લાવવા કરતાં તેને તમારાં બચ્ચાંઓને આપી દેવા હું હજાર ગણી વધારે ખુશી ને સુખી છેઉં. મને એ 'ચાન્સ' આપો—માહરી જીંદગીનાં સુખનો છેલ્લામાં છેલ્લો ચાન્સ! મને ના ના પાડો."

લીઓનેલ મોટાં દુઃખથી ફરી ગયો, અને તેણે ચંગ વગાડયો. તેં ઠરાવ કરવાનું મીસીસ રૅનર્ફુ ઉપર છોડવા માગતો હતો. જ્યારે તે હાઉસકીપર અંદર આવી ત્યારે તેણીએ તેના મનથી અજાયબીથી નીહાળ્યુ: તેનો ચેહરો ઉશકેરાયેલો હતો, તેનો અવાજ દુઃખથી ધ્રુજતો હતો.

"મીસીસ રૅનર્ફુ," તેણે કહ્યુ, "મીસ વરનોન માહરાં બચ્ચાં-ઓની નસ દાખલ પોતાની સેવા બજાવવાની માંગણી કરે છે—તમે શુ ધારોછ ?"

તે હાઉસકીપરે એક નરમ ધીરજવંતા દેખાવ સાથના તે રૂપાળા ચેહરા તરફ જોયુ; તેણીની નજર એક શાંત, નમ્ર આંખોની જોડ ઉપર પડી, તે તમામ આકાર પોતાનાં બળ ઉપર મુસ્તાકી અને ભરોસાનોજ ભાસ કરવતો હતો.

"ડાફ્ન, માંદાંઓની સારવાર કરવાની તને તમેહ છે ?" તે બુઢ્ઢાએ પૂછ્યું.

"છેલ્લાં થોડાંક અઠવાડયાંઓ દરમ્યાન એ સિવાય મેં બીજું કાંઇ પણ કામ કીધું નથી," તે કોમળાંગીએ ઉત્તરમાં કહ્યું.

"તું ધીરજ ટકાવી શકશે ? તને ખબર તો હશે, છોકરાંઓ બિમારી વખતે કેટલાં બધાં કંટાળાસમ અને ઠાકવી નાખનારાં થઇ પડે છે."

"હા. દુઃખ ખમતાં ખમતાં ધીરજ રાખવાનું હું શીખેલી છું." દુન્યાનાં એક સૌથી ગમખ્વાર હસ્વાંને પોતાનાં ગંભીર હોઠો ઉપર આણી તે દયાની દાસી થવા નિકળેલી દુહિતાએ કહ્યું.

"હું ધારૂં છું. એ ચાલશે, સાહેબ," તે હાઉસકીપરે પોતાના માલીક ભણી નજર કરી કહ્યું. "અને આપણને ખુદાનો ઉપકાર માનવો સજાવાર છે કે એ બિચારી આપણી મદદે આવી પુગી!"

વિન વાસ્તે તે કદી ન વિસરી જઈ શકાય તેવો સમો હતો: તે ઘરમાં મોહનનો દૂત લાંબા કાળથી તેનાં દયાહીણ દાંતો કચકચાવી રહયો હતો, એક નોકર તો મરી ગયો અને લેડી એનામેલ મોટી ધાસ્તીમાં હતી. તેઓ હાલમાં પણ સુંદર ડાફ્ન વરનોન અને એ બાળકો વાસ્તે તેણે કીધેલી જબરદસ્ત જેહમત વાસ્તે વાતો કરે છે; ડાકટરોએ કહયુ કે, આવાં એક સાચ્ચી મહેનતનાં અજાયબી-ભર્યાં 'નરસીંગ' વગર, કોમળ મેબલ જરૂર મરી ગઇ હતે; અને લીઓનેલ, તે વારસ બેટો, પણ ઘણો માંદો હતો. ડાફ્ને થાક જેવું કશું કદી જાણ્યું નહિ, તે રાત્રી અને દિવસ એક કરી ખડે પગે, કોઇ પણ તરાંહનાં આરામ વિના, બિછાણાં આગળની આગળ રહી.

ઘણાંઓ જેઓ અચાનક તે બાળકોનાં બિમાર રૂમમાં દાખલ થતાં તેઓ જ્યારે તે બચ્ચાંઓ સુતેલાં હોય ત્યારે તેઓની ફરેસ્તાઇ નર્સને ગુંઠણ મંડીને પડેલી, બંદગીનાં કલામો કરગરીને પઢતી જોતાં; તેણીની પ્રાર્થના—તેણીની અરજ—તેણીની આજીજીઓ હંમેશાં એકજ હતી—

"તેઓને બદલે માહરી જીંદગી લેજે, ઓહ, માહારા ખુદા—તું માહરી જીંદગી લેજે!"

સ્કવાયર પોતાનાં બચ્ચાંઓને જોવા ગયો; ડાફ્ન અને તેની વચ્ચે ફકટ થોડાજ ગંભીર શબ્દોની આપ લે થઇ; પણ તે છોકરી

કદી નજર ઉથાવી તેનાં ચેહરા ઉપર જોતી નહિ, તે પણ તે વફાદાર, સ્વભોગી મુખડામાં હીમતથી જોઇ શકયો નહિ.

આયંદે તે દિવસ આવ્યો, કે જ્યારે તે બેઉ બાળકો વારતીમાંથી તદન મોકળાં થયાં અને તેઓની માતાએ ડાફ્નને તે બાળિકાની અખુટ મેહનત અને મેહરબાંની વાસ્તે ઉપકાર માનવા પોતાની પાસે તેડી.

"જ્યારે હું તદન સાજી થવશ," એનાબેલ જે હજી બિછાણેજ હતી, તે બોલી "ત્યારે તાહરી તરફનો ઉપકાર હું સાબીત કરીશ; તું પેલાં નાનાં સ્કુલના મકાનમાં પાછી કદી જશે નહિ. હું તાહરી હમેશની ફ્રેન્ડ થઇ રેહવશ."

ડાફ્ન ગમખ્વારીથી હસી. તે માહાબુબે તેણી ભણી લાંબા કીધેલા એક સફેદ પતળા હાથને કીસી કીધી.

"હું આશા રાખુંછ," તે બોલી, "કે તમારાં બચ્ચાંઓ તમારી જીંદગીનાં સુખ સારૂં જાવેદાન જીવતાં રહે, લેડી એનાબેલ."

એ પછીથી તે સીદ્ધી સ્કવાયર કને ગઇ. પેહલ્લીજ વખતે તેણી એમ તેને શોધતી ગઇ હતી, અને તેણે અજાયબી સાથેજ તે ભભુકાદાર મુખડા તરફ જોયું; તેણે તે ચેહરા ઉપર તાવનો અંગાર જળનો જોગો.

તે ચમકયો અને તેનાં હોડો વાટેથી એક પૂકાર બાહાર પડી ગયો.

"હા," ડાફ્ન બોલી; "તમે ખરા છો. છોકરાંઓ જલ્દીથી તદન સાજાં થઇ જશે, લેડી એનાબેલ પણ ધાસ્તીમાંથી મોકળાં થયાં છે–

દરેક ચીજ તમારે માટે ફરીથી સીધી અને સુખી થશે. હું તો હવે માહરે ઘરે મરવા જાઉં છું !"

" નહિ, નહિ, ડાફન !" તેણે પૂકાર્યું.

ડાફને જારી રાખ્યું——

" તમારાં બાળકોની સહીસલામતી કાજે હજારો વખત મેં માહરી જીંદગી વાસ્તે માંગણીઓ કીધી છે, અને હવે જ્યારે કીરતારે માહરી તે જીંદગી સમજી છે ત્યારે મને લાગે છે કે તે માહાનામા બાપે મને જરૂર માફ કીધી હશે; વળી માહરૂં મોહર્ત આવેલું મને જીગરમાં પણ લાગે છે. કહો મને, ગુડ બાઇ !"

એક મીનીટ તે તે નાનો, લાંબો કીધેલો કર મજબુતીથી પકડી રહયો—જ્યારે તેની ઉપર તાવનો બળતો ખળભાત તેને લાગ્યો ત્યારે તેણે જાણ્યું કે તે તદન સાચું બોલી હતી.

"ગુડ બાય, ડાફન !" તેણે નરમ સાહદે કહયું.

તેની આંખો સામે એક ધુમસ ધાઇ આવ્યું, એ. મોટું ડચકુ તેના જોરાવર આકાશને ધ્રુજાવી રહયું, અને પછી તે તો જતી રહેલી હતી.

× × ×

ડાફન તેણીનાં કૉટેજના ઉંબર ઉપર જ્યારે આથમતો સુર્ય આકાશમાં હતો ત્યારે દાખલ થઇ—તેણીનો ચહેરો હવે ઉજળો વાખ મારી આવ્યો હતો અને તેણીની આંખોમાં આતશ જોવાતા હતા.

"બાવાજી," તે બોલી, "હું ઘરે આવી છું."

એ પછીનાં તાવની ખુમારીથી સુધ્ધી ખોહી બેઠેલા તે દીવસો દરમ્યાન તે મરતી અબળાએ ચદ્રમાં અને લીલી કંજર ગલીઓ ને લીલાકની દાંખલીઓ અને ખેતરો વિષે હદ વગરનો લવારોબકારો કર્યો. પણ જીંદગીમાં જે ભેદ તેણીએ છુપાવ્યો હતો તે તેણે મોહતમાં પણ છુપોજ રાખ્યો. તાવની ઝુમમાં તે અનેક ચીજો બોલી ગઇ, પણ તે પ્યારૂં, કીમતી નામ તે ફીરેસ્તાના હોઠો વાટેથી કદી બહાર પાડયું નાહિ.

ડાફનનો દમ એક દિવસે ઉગતા સુર્યની સાથે આખીર થયો.

"હું ધારૂછ ખુદાએ મને માફ કીધી છે," એ તેણીનાં સેવટનાં શબ્દો હતા. "તેણે મને આ ધરતી ઉપર ઘણું સોસાવ્યું છે."

બસ! અભાગણી ડાફન—દુઃખી ડાફન—ભુલેલી ડાફનનો કમનશીબ કીસ્સો અહીં ખતમ થાય છે. તે પ્યારવેલી પ્રીયાએ તેની એક દિવાન્યત વાસ્તે પુગતું—બલ્કે પુરતાં થાને પણ જ્યાદા—ખમ્યું છે, અને તેણે જેમ મરતી વખતે માની લીધું હતું તેમ ખોદાતાલાએ તે બિચારીને ખચ્ચીત માફ કાધેલી હોવી જોઇએ.

લીઓનલ તુરબીલ તો એ પછી ઘણો આબાદ થયો, પણ તે કદી સંપુર્ણ સુખી તો થઇ શકયોજ નહિ. તેનાં જીગરમાંનો દાઘ તે કદીભુસી શકયો નહિ અને જીવ્યો ત્યાં સુધી તે કાળી યાદ તેને હરહંમેશ સંતાપતી રહી. એમ છતાં જ્યારે પણ તક મળતી ત્યારે તે

હરહંમેશ સદા સૌને આ શીખામણોનાં શબ્દો મોટી ગંભીરતાથી કહી સમજાવતો—

"કદી તમારાં પોતાનાં બળ ઉપર ઢળેલાં રહેતાં ના; કેમકે જે પોતે પોતાનો વિશ્વાસ કરે છે તે એક તુટેલી પાંખડીનો વિશ્વાસ કરેછ."

